# કથા–મંજરી.

(બાળોપયોગી સુંદર ૩૯ જૈન કથાઓ)



હિન્દીમાં લેખક

શ્રી પં. ભુવનેન્દ્ર જૈન "વિશ્વ" ([illegible])



ગુજરાતીમાં અનુવાદક

[illegible]ભાઈ મૂળચંદ કાપડિયા સુરત.



સ્વ. બાબુભાઈ મૂળચંદ કાપડિયા-

સ્મારક ગ્રંથમાળા તરફથી

'દિગંબર જૈન' માસિક પત્રના ૪૮મા

વર્ષના ગ્રાહકોને ભેટ.

કિંમત—આઠ આના.

સ્વ બાબુભાઇ મૂળચંદ કાપડિયા સ્મારક ગ્રન્થમાળા નં-૯.

# કથા-મંજરી.

(બાળકોપયોગી સુંદર ૩૯ જૈન કથાઓ)



હિન્દીમાં લેખક:—

શ્રી. પં. ભુવનેન્દ્ર જૈન વિશ્વ (જબલપુર)



ગુજરાતીમાં ભાષાંતરકર્તા:—

ડાહ્યાભાઇ મૂળચંદ કાપડિયા—સુરત.



સંશોધક અને પ્રકાશક—

મૂળચંદ કિસનદાસ કાપડિયા

દિગંબર જૈન પુસ્તકાલય,

કાપડિયા ભવન, ગાંધીચોક—સુરત

સ્વ. બાબુભાઇ મૂળચંદ કાપડિયા-
સ્મારક ગ્રન્થમાળા તરફથી
'દિગમ્બર જૈન' માસિક પત્રના ૬૦મા
વર્ષના ગ્રાહકોને ભેટ.

પ્રથમ આવૃત્તિ] વીર સં ૨૪૯૧ [પ્રત ૧૦૦૦

કિંમત—આઠ આના.



## સ્વર્ગવાસી—
## બાબૂભાઇ મૂળચંદ
## કાપડિયા સ્મારક દિ. જૈન
## ગ્રન્થમાલા નં. ૪

વીર સં. ૨૪૬૬ વિક્રમ સં ૧૯૯૮ ના આસો સુદ ૭ તા. ૧૬-૧૦-૪૨ ની પ્રભાતે અમારા એકના એક પુત્ર ચી. બાબૂભાઇનો સ્વર્ગવાસ માત્ર ૧૬ વર્ષની અલ્પ વયમાં ટાઇફોઇડની જીવલેણ બીમારીથી થઇ ગયો તે વખતે અમે ૧૫૦૦૦) નું દાન સ્વ૦ બાબૂભાઇના નામથી સુરતમાં દિગંબર જૈન બોર્ડિંગ કાઢવા માટે કાઢેલા (જે ચાલુ છે) તથા રૂ ૨૦૦૦) સ્વ૦ બાબૂભાઇના સ્મારકમાં એક દિ૦ જૈન ગ્રન્થમાળા ગુજરાતી ભાષામાં કાઢી તેનો પ્રચાર ભેટ તરીકે કે અલ્પ કિંમતે કરવાનો નિશ્ચય કરેલો તે પ્રમાણે એ ગ્રન્થમાળાની સ્થાપના થઇ એ દ્વારા નીચે પ્રમાણે ત્રણ પુસ્તકો બહાર પડી ચુક્યાં છે:—

૧ દ્રવ્ય સંગ્રહ (મૂળ ગુજરાતી અર્થ સહિત) ૦।–
૨ ભ મહાવીર અને તેમનો સંદેશ (ગુજરાતી) ૦)=
૩. બાળકોપયોગી ઉપદેશી ચાર્ટ (વાકયો) ૦)=

અને ચોથું પુસ્તક આ "**કથા-મંજરી**" પ્રકટ કરવામાં આવે છે જે પુસ્તક દિ૦ જૈન કથા-ગ્રન્થો ઉપરથી

પં. ભુવનેન્દ્રજી વિશ્વ જબલપુર નિ૦ એ સરળ ને સારરૂપ બાળકોપયોગી હિન્દી ભાષામાં સન ૧૯૪૦ માં લખીને પ્રગટ કરેલુ તે ઘણુંજ ઉપયોગી હોવાથી તેનું ગુજરાતી ભાષાંતર અમારા સુયોગ્ય દત્તક પુત્ર ચી. ડાહ્યાભાઈ કાપડિયા પાસે તૈયાર કરાવી તેમાં યોગ્ય સંશોધન કરી પ્રકટ કર્યું છે અને 'દિગંબર જૈન' માસિક પત્રના ૪૪ મા વર્ષના ગ્રાહકોને ભેટ આપ્યું છે અને થોડી પ્રતો વેચાણ માટે પણ પ્રકટ કરવામાં આવી છે

આશા છે કે આ ગુજરાતી કથા-ગ્રન્થનો સહેલાઈથી પ્રચાર થઈ જશે તો આગળ આવાજ વધુ કથા—ગ્રન્થો ગુજરાતી ભાષામાં પ્રકટ કરતા રહીશું.

વળી આવા શાસ્ત્ર-દાનનું અનુકરણ જો ગુજરાતના દિ૦ જૈન શ્રીમાનો કરે તો ગુજરાતમાં ગુજરાતી ભાષામાં દિ૦ જૈન ગ્રન્થોનો સુલભતાથી ઘણો પ્રચાર થઈ શકશે.

સુરત.
વીર સં. ૨૪૭૭
અક્ષય તૃતીયા.
તા. ૯-૫-૫૧



લી૦ સેવક,
**મૂળચંદ કસનદાસ કાપડિયા**
—**પ્રકાશક**



# કથાનુક્રમણિકા.





# કથા—મંજરી.

(૧)

## ણુમોકાર મંત્રનું ફળ.

એક દિવસની વાત છે. એક ધર્માત્મા શેઠ બજાર જઇ રહ્યા હતા, રસ્તામાં એક દુબળો—પાતળો બળદ પોતાનો છેલ્લો શ્વાસ લઇ રહ્યો હતો એને બીમાર અને એનું દુ:ખ જોઇને શેઠજીને પણ દુ:ખ થયું અને બળદ ઉપર એમને દયા આવી તેથી બળદ પાસે બેસી ગયા અને બળદના માથા ઉપર હાથ ફેરવતા ફેરવતા એમણે ધીરે ધીરે ણુમોકાર મંત્રનો જાપ નવ વાર કર્યો. બળદ પણ આ મંત્રને ધ્યાનથી સાંભળવા લાગ્યો. ણુમોકાર મંત્રને સાંભળીને બળદનું હ્રદય શાંત થયું અને આ મંત્રથી શાંતિ પામિને એ બળદ મરણ પામ્યો.

બીજા ભવ (જન્મ)માં આ બળદ એક મોટા રાજાને ત્યાં ઉત્પન્ન થયો. ણુમોકાર મંત્રના મહિમાથી આ પશુ પણ રાજકુમાર થઇને ઘણો સુખી થયો.

ણુમોકાર મંત્ર સર્વે પાપોનો નાશ કરનાર છે, સર્વે પ્રકારે સુખ પહોંચાડે છે અને મોક્ષને આપનાર છે. નીચે લખેલો મંત્રજ ણુમોકાર મંત્ર છે:—

णमो अरहंताणं, णमो सिद्धाणं, णमो आईरियाणं ।
णमो उवज्झायाणं, णमो लोए सव्वसाहूणं ॥

આ મંત્રનો અર્થ એ છે કે બધા અરહન્તોને, સિદ્ધોને આચાર્યોને, ઉપાધ્યાયોને અને સાધુઓને હું, નમસ્કાર કરૂં છું



( ૨ )

# દર્શન-પ્રતિજ્ઞા.

કોઈ ગામમાં એક શેઠ રહેતા હતા તે પોતાના ધંધામાં અને દુકાનદારીમાં એટલા બધા ગુંથાયેલા રહેતા કે તે કદિ પણ મંદિરે જતા નહીં કે ભગવાનના દર્શન કરતાજ નહીં. હવે એક દિવસ એક મુનિમહારાજ એ ગામમાં પધાર્યા ત્યારે બધાની દેખાદેખી આ શેઠે પણ આ મુનિરાજને વિધિપૂર્વક આહાર કરાવ્યો. મુનિમહારાજને એવો નિયમ હતો કે જેમને ત્યાં આહાર લેતા તેમને કંઈ ને કંઈ પ્રકારની પ્રતિજ્ઞા (નિયમ) કરાવતા તેથી શેઠજીએ મુનિમહારાજની સામે નિત્ય દર્શન કરવાની પ્રતિજ્ઞા લીધી.

શેઠના મનની વાત મુનિમહારાજ સમજી ગયા, અને મુનિમહારાજે શેઠને કહ્યું કે તમારી દુકાનની સામે જે રહે છે તેના દર્શન કરવાની પ્રતિજ્ઞા લો. કે પહેલાં તેના દર્શન નિયમપૂર્વક કરો પછી બીજું બધું કામ કરજો.

શેઠજીની દુકાનની સામે એક કુંભાર રહેતો હતો એટલે હવે શેઠજી દરરોજ સવારે એનેજ જોઇને પછી પોતાની દુકાન ખોલતા.

પછી એક દિવસ કુંભાર માટી (મટોડી) લેવા સવાર થયા પહેલાં ગામ બહાર ચાલ્યો ગયો એટલે શેઠજીએ કુંભારને ઘેર નહીં જોયો ત્યારે મુનિની વાત યાદ આવી ગઈ અને કુંભારણને પૂછીને જ્યાં કુંભાર માટી ખોદી રહ્યો હતો ત્યાં પહોંચ્યા. અને જોયું કે કુંભારને માટી ખોદતાં ખોદતાં સોના મહોરોથી ભરેલો એક ઘડો મળ્યો છે અને કુંભાર તે મહોરો ગણી રહ્યો છે.

શેઠજીને જોતાંજ કુંભારને ડર લાગ્યો કે આ સોનામહોરો મને નહીં મળી શકશે કેમકે શેઠ જઈને રાજાને કહી દેશે તેથી મારી પાસેથી બધી મહોરો છીનવી લેવામાં આવશે. આવા વિચાર કરીને કુંભારે શેઠને કહ્યું કે આમાંથી થોડીક તમો પણ લઇ લો. કેમકે માટી ખોદતાં ખોદતાં મળી છે એટલે આમાં આપનો પણ હક (હિસ્સો) છે. મહોરો લઇને શેઠજી રાજી થઇને ઘેર આવ્યા અને વિચાર કરવા લાગ્યા કે મુનિ મહારાજે સત્ય કહ્યું હતું. એક સાધારણ કુંભારના દર્શન કરવાની પ્રતિજ્ઞાના ફળમાં મને આજે આટલી મહોરો મળી ગઇ તેથી હું જો ભગવાનના દર્શન કરવાની પ્રતિજ્ઞા લેતે તો આનાથી કઇગણો વધારે ફાયદો થતે. આવો વિચાર કરતાં કરતાં શેઠજીનું હૃદય ભગવાનનાં દર્શન કરવાને ઉતાવળું થવા લાગ્યું. આ પછી શેઠજી હરહંમેશ નિયમથી જિનેન્દ્ર ભગવાનના દર્શન કરવા લાગ્યા એનું ફળ એ થયું કે શેઠજીનો વ્યાપાર દિવસે દિવસે વધુ ને વધુ ચમકવા લાગ્યો અને શેઠજી ઘણા સુખ આનંદથી રહેવા લાગ્યા. ભગવાનના દર્શન નિયમિત કરવાથી શું પ્રાપ્ત થઇ શકતું નથી ?

( ૩ )

# સાધુ-સેવાનું ફળ.

ઘણા દિવસો પહેલાની વાત છે કે ચમ્પાપુરીમાં એક ગોવાળ રહેતો હતો તે એક દિવસ ગાયો ચરાવીને ઘેર પાછો આવી રહ્યો હતો તો રસ્તામાં એણે જોયું કે એક મુનિમહારાજ ધ્યાન લગાવીને એક પત્થર ઉપર બિરાજમાન છે.

ઠંડી (ટાઢ) ના દિવસો હતા તેથી ગોવાળે વિચાર્યું કે આ મુનિમહારાજ પાસે કપડાં તો નથી એટલે રાતના એમને ઠંડી જરૂર લાગી જશે એમ વિચારી તે ત્યાં જંગલમાં રાત્રે રહ્યો ને મુનિની આજુબાજુ અગ્નિ સળગાવતો અને મુનિમહારાજને ઠંડીથી બચાવતો રહ્યો. પછી સવારમાં મુનિએ જ્યારે ધ્યાન છોડયું ત્યારે તેમણે ગોવાળને 'ણમોકાર મંત્ર' નો જાપ કરવાનું બતાવ્યું અને કહ્યું કે આથી તારી રક્ષા થશે. ગોવાળને આ મંત્ર ઉપર વિશ્વાસ થઇ ગયો અને હંમેશા તે એનો જાપ કરવા લાગ્યો.

પછી એક વખત વરસાદના દિવસોમાં ગોવાળ જ્યારે ગાયો ચરાવીને પાછો ફરતો હતો ત્યારે રસ્તામાં એક નદીમાં પૂર આવેલું હતું. એટલે એક ગાય ડૂબવા લાગી તેથી ગોવાળે તેને બચાવવા માટે પ્રયત્ન કર્યો ને 'ણમોકાર મંત્ર' ભણીને નદીમાં કૂદી પડયો પરંતુ જીવદયા કરવાની કોશીશ કરતાં તે પોતે મરણ પામ્યો. સાધુ સેવાના ફળમાં ણમોકાર મંત્રનું જ્ઞાન થયું જેથી એ જીવદયા કરવાનું શીખ્યો અને જીવ દયા કરવામાં પોતાનો પ્રાણ ગુમાવ્યો જેથી બીજા ભવમાં એ રાજકુમાર થયો અને દીક્ષા લઇને મોક્ષે ગયો.

( ૪ )

# રાત્રિ-ભોજન ત્યાગનું ફળ.

મગધ દેશમાં સુપ્રતિષ્ઠિપુરની પાસે એકવાર રૂજુમતિ અને વિપુલમતિ નામના બે મુનિમહારાજ પધાર્યા. મુનિ મહારાજના દર્શન પૂજા કરવા માટે નગરના સર્વે લોકો દ્રવ્ય લઇને ગયા. અને ધામધૂમથી પૂજા કરી.

એક શિયાળણીને લાગ્યું કે અહીંયા કોઈ ભૂત છે. તેથી શિયાળણીએ શિકારને માટે તલપ મારી. સાગરસેન મુનિ મહારાજે આ શિયાળણીને પોતાની પાસે આવતી જોઈ. આથી આ શિયાળણીની દશા જોઇ તે શું કરવા માંગે છે તેની મુનિરાજને જાણ થઇ તેથી તેને ઉપદેશ આપવા લાગ્યા કે પહેલા જન્મમાં તેં પાપ કર્યાં હતાં તેથી આ પશુયોનિ (પર્યાય)માં તારો જન્મ થયો પરંતુ પશુ થઇને પણ જો તું તારો ભવ સુધારવા માંગતી હોય તો તારો આવતો ભવ જરૂરથી સુધારી શકે છે. વધુ નહીં તો તું બે નિયમોનું પાલન કર. એક તો એ કે "કોઈ પણ પશુ પક્ષીને મારીને માંસ ખાવું નહીં. અને બીજું એ કે કોઇ દિવસ રાત્રિ-ભોજન કરવું નહીં."

પછી એક દિવસ શિયાળણી તરસથી વ્યાકુળ થઇ રહી હતી, ત્યારે તેને જંગલમાં એક વાવ મળી જે બહુજ ઊંડી હતી અને દિવસે પણ અંધારૂં રહેતું હતું. શિયાળણી પોતાની તરસ બુઝાવવા સારૂ વાવમાં ઉતરી પરંતુ અંદર એકદમ અંધારૂં જોઇને એ સમજી કે અત્યારે રાત્રિ છે

અને રાત્રિ હોવાથી ભોજન નહીં કરવું એવી પ્રતિજ્ઞા લીધેલી છે. આથી તે શિયાળણી રાત્રિ સમજીને પાછી આવવા મંડી, પરંતુ બહાર આવતાં આવતાં તે થાકી ગઈ અને ગુરૂ મહારાજનું ધ્યાન કરતી કરતી મરણ પામી.

આ વ્રતના પ્રભાવથી બીજા ભવમાં આ શિયાળણીએ એક રાજાને ત્યાં જન્મ લીધો અને જૈનધર્મના બધાં વ્રતોનું પાલન કરી છેવટે તે મોક્ષે ગઈ.

જૈન ધર્મના ફક્ત બે વ્રતોનું પાલન કરવાથી જ્યારે પશુને પણ મનુષ્ય જન્મ મળી શકે છે ત્યારે બધા વ્રતોનું પાલન કરવાથી આપણે શું નથી થઇ શકતા ?



( ૫ )

# સુકોશલ રાજકુમારનો વૈરાગ્ય.

અયોધ્યાના રાજા કીર્તિધરને પુત્ર થતો નહતો. પછી જિનેન્દ્રની આરાધના (ભક્તિ) ના પુણ્યથી એમને ત્યાં સુકોશલ નામના પુત્રે જન્મ લીધો. રાજાએ સંસારના સર્વે સુખો ભોગવ્યાં હતાં, તેથી પુત્ર થવાથી ભગવાનની ભક્તિમાં મગ્ન થઇને તેમણે દીક્ષા લીધી અને મુનિ થઇ ગયા. આથી રાણી સહદેવીને ઘણોજ આઘાત લાગ્યો. આ દુઃખથી રાણીએ સખ્ત હુકમ કાઢયો કે કોઇ પણ મુનિ મારા રાજ્યમાં ન આવે.

પછી એક દિવસ રાજકુમાર સુકોશલ રાજમહેલની

અગાસી ઉપર બેઠા હતા. ત્યારે એની માતા અને દાસી પણ ત્યાંજ હતી. ત્યાંથી રાજકુમારે જોયું કે એક મુનિમહારાજ શહેરમાં આવવા માંગે છે. પરંતુ રાજ્યના કર્મચારીઓ મુનિને રોકી રહ્યા છે ત્યારે રાજકુમારે પૃછ્યું-'માતા આ કોણ છે' માતાએ કહ્યું કે, એ ભીખારી છે એમ કહી તે વાત ધ્યાન બહાર કાઢવા માંગતી હતી. માતાને ભય હતો કે કદાચ મારો પુત્ર પણ આ મુનિના દર્શન કરીને વૈરાગ્ય લઈ લે. પરંતુ દાસીએ રાજકુમારને સાચેસાચું કહી દીધું કે આ મુનિ બીજા કોઇ નહીં પરંતુ તમારા પિતાજી છે. રાજકુમાર આ સાંભળી તરતજ મુનિ પાસે દોડી ગયો. અને દીક્ષા લઇ મુનિ થઈ ગયો. આથી રાજકુમારની માતાને પોતાના પતિ ઉપર વધારે ક્રોધ આવ્યો અને તે સાથે રાજપુત્ર મુનિ થઇ જવાથી માતાને એવો આઘાત લાગ્યો કે જેથી તે માંદી પડી અને મરણ પામી.

મુનિ મહારાજ ઉપર નાખુશ થવાથી તે બીજા ભવમાં વાઘણ થઇ. પછી એક દિવસ જે જંગલમાં સુકોશલ મુનિ તપ કરી રહ્યા હતા, ત્યાં આ વાઘણ જે તેની ખરી માતા હતી તે મુનિને ખાવા દોડી પરંતુ મુનિનું તપ ભંગ થયું નહીં ખાતા ખાતા જ્યારે વાઘણ મુનિના હાથ ખાવા લાગી ત્યારે સુકોશલ મુનિના હાથ ઉપર બનેલી નિશાનીઓને જોઇને તેને યાદ આવ્યું કે આ તો મારો પુત્ર છે! ને મારાજ પુત્રનું માંસ હું ખાઈ રહી છું. હું કેટલું પાપ કરી રહી છું. આટલું વિચારીને એને પણ વૈરાગ્ય થયો અને ભગવાનનું ધ્યાન કરતી કરતી શરીર છોડીને સૌધર્મ સ્વર્ગમાં દેવ થઇ.

જયારે ભગવાનની આરાધના કરવાથી પોતાના પુત્રનું માંસ ખાવા પાપી વાઘણ પણ દેવ થઇ ત્યારે આપણે પણ ભગવાનની આરાધના કરવાથી દેવ બનવાનો પ્રયત્ન કરવો જોઇએ.

---

( ૬ )

# જમ્બૂકુમારની વીરતા.

મગધદેશની રાજધાની રાજગીરીમાં શેઠ જિનદત્ત રહેતા હતા. એમના પુત્રનું નામ જમ્બૂકુમાર હતું. ઋષિગિરિ જૈન આશ્રમમાં જમ્બૂકુમારે થોડા વખતમાં પોતાની તીવ્ર બુદ્ધિથી શસ્ત્ર-શાસ્ત્રની વિદ્યા શીખી લીધી. આશ્રમમાં રહેવાથી એ સત્યવાદી અને બહુ દયાળુ બની ગયા હતા.

મોટા થયા બાદ એમની વીરતા-અને વિદ્યાની બધી જગ્યાએ કીર્તિ ફેલાઇ ગઇ. જિનદત્તે એમના વેવીશાળ (સગાઇ) ચાર શેઠોની પુત્રીઓ જોડે કરવાનું નક્કી કર્યું. એટલામાં રત્નચૂલી નામનો વિદ્યાધર રાજા શ્રેણિકનો વિરોધી થઈ ગયો. ત્યારે રાજાને ઘણી ચિંતા થઇ પરંતુ જયારે જમ્બૂ કુમારને આ વાતની ખબર પડી ત્યારે તે રાજાની સેના લઇને વિદ્યાધર સાથે લડવા ગયા અને તેને હરાવ્યો. રાજા આ વિજયથી બહુજ પ્રસન્ન થયા. વિજય મેળવીને જ્યારે જમ્બૂકુમાર પાછા ઘેર આવી રહ્યા હતા ત્યારે રસ્તામાં સુધર્માચાર્ય નામના મુનિરાજનો ઉપદેશ થઈ રહ્યો હતો તેથી જમ્બૂકુમાર પણ તે ઉપદેશ સાંભળવા લાગ્યા

અને તે ઉપદેશથી જમ્બૂકુમાર ઉપર એવી અસર થઇ કે તેમના પિતાની ઘણી કોશીષ કરવા છતાં પણ તેમણે પરણવાની ના કહી.

બીજા દિવસે જમ્બૂકુમાર આ મુનિ પાસે ગયા અને દીક્ષા લઇને આત્માનું ચિંતવન કરવા લાગ્યા ને થોડાજ વખતમાં તેમને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઈ. જે ચાર શેઠોની છોકરીઓ સાથે એમનો વિવાહ નક્કી થયો હતો તે બધીએ પોતાના પતિ નીસાથે દીક્ષા લઇ લીધી.

કેવળજ્ઞાન દ્વારા જમ્બૂકુમારે સંસારને ધર્મનો માર્ગ બતાવ્યો અને પોતે મોક્ષને પ્રાપ્ત કર્યું.



( ૭ )

# રાજા શ્રેણિક.

મગધ દેશના રાજા શ્રેણિક રાજગિરિનગરીમાં રહેતા હતા એઓ બૌદ્ધ ધર્મને માનતા હતા પરંતુ એમની રાણી ચેલના જૈન ધર્મને માનવાવાળી હતી. પછી એક દિવસ રાજા શ્રેણિક જંગલમાં શિકાર ખેલવા ગયા તો ત્યાં યશોધર નામના એક દિગમ્બર મુનિને તપસ્યા કરતા જોયા રાજા શ્રેણિક બૌદ્ધ ધર્મને માનતા હતા તેથી મુનિને જોઇને તેમને ક્રોધ આવ્યો અને પોતાના શિકારી કૂતરાઓને મુનિની તરફ દોડાવ્યા પરંતુ આ કૂતરાઓ મુનિને કાંઇપણ ઈજા કરી શકયા નહીં પરંતુ મુનિની પાસે જઇને આ કૂતરાઓ

શાન્તિથી બેસી ગયા. આથી રાજાને વધારે ક્રોધ આવ્યો અને પાસે પડેલો મરેલો સાપ ઉઠાવીને મુનિના ગળામાં નાંખ્યો ને ઘેર પાછા ચાલ્યા આવ્યા.

ત્રણ દિવસ સુધી રાજાએ આ વાત કોઇને કરી નહીં. પછી ચોથા દિવસે રાણી સાથે મુનિની મશ્કરી કરતાં કરતાં તેનો બધો હેવાલ કહી સંભળાવ્યો. આથી રાણીને બહુજ દુઃખ થયું. રાજાએ કહ્યું—હવે તો મુનિએ સાપ ફેંકી દીધો હશે, તું શા માટે દુઃખી થાય છે ? રાણીએ કહ્યું–એમ થઇ શકેજ નહીં. મહામુનિ પોતાની જાતે એમ કરી શકે નહી. જ્યાં સુધી ઉપસર્ગનો અંત નહીં આવે ત્યાં સુધી મુનિ ધ્યાનમાં તલ્લીનજ રહેશે.

રાજા આ વાતની તપાસ કરવા માટે રાણીને સાથે લઇને જ્યારે મુનિ પાસે પહોંચ્યા ત્યારે રાણીએ કહ્યું હતું તેજ પ્રમાણે જોઇને તે આશ્ચર્યમાં પડી ગયા રાણીએ સાવધાનીથી મુનિરાજના ગળામાંથી મરેલા સાપને દૂર ફેંકી દીધો અને માથું નમાવીને કહ્યું—હે મુનિમહારાજ. અમારા ઉપર દયા કરો ઉપસર્ગ દૂર થઈ ગયો છે

મુનિરાજે ધ્યાન ભંગ કરીને રાજારાણીને આશીર્વાદ આપ્યા. રાજાના મન પર મુનિરાજની આ શાંતવૃત્તિની ઊંડી અસર થઈ અને કરેલાં પાપને કારણે આત્મહત્યા કરવાને તૈયાર થયા તો મુનિ મહારાજે આમ કરવાને રાજાને રોકયા અને રાજાના મનની વાત જાણી લીધી હતી એટલા માટે આત્મ હત્યાનું બીજું પાપ ન કરવાનો ઉપદેશ આપ્યો.

મુનિરાજની આ શક્તિ અને શાંતિ જોઇને રાજા શ્રેણિક એજ ક્ષણથી જૈન ધર્મને માનવા લાગ્યા.

મુનિનું અપમાન કરવાને લીધે રાજા શ્રેણિકને એના પુત્ર કુણિકે કેદખાનામાં પુરી દીધા જેથી કેદખાનામાંજ કેટલાક દિવસો પછી રાજા શ્રેણિક સ્વર્ગવાસી થઈ ગયા



(૮)

# રાજા કરકુંડની ભક્તિ.

તેરપુર નગરમાં ધનદત્ત નામનો એક ગોવાળ રહેતો હતો. એક દિવસ કોઈ તળાવમાં એણે એક હજાર પાંખડી-ઓવાળું (સહસ્ર દલ) કમળ જોયું. અને એ ફૂલને તેણે તોડી લીધું. તે ફૂલ તોડતાની સાથેજ તળાવમાથી એક નાગકન્યા નીકળી અને તેણે ગોવાળને કહ્યું—આ ફૂલ સર્વશ્રેષ્ઠ પુરૂષનેજ ભેટ આપજે.

ગોવાળ જ્યારે ઘેર આવી રહ્યો હતો ત્યારે રસ્તામાં આવતાં એક મુનિને એણે પૂછયું કે સર્વશ્રેષ્ઠ પુરૂષ કોણ છે? ત્યારે મુનિએ ઉત્તર આપ્યો કે—જિન ભગવાન્.

ગોવાળ જિનમંદિરમાં પહોંચ્યો અને હજાર પાંખડીવાળું ફૂલ શ્રી જિનેન્દ્ર દેવને ચઢાવ્યું.

કેટલાક દિવસ બાદ ત્યાંનો રાજા મરણ પામ્યો. રાજાને કોઇ પુત્ર ન હતો. લોકોએ નક્કી કર્યું કે રાજમહેલનો

હાથી જેને પોતાની સૂંઢથી પોતાના માથા ઉપર બેસાડી લાવે તે અમારો રાજા થશે. હાથીને છોડી મૂકયો અને લોકોએ જોયું કે હાથીએ ધનદત્ત ગોવાળને પોતાના માથા પર બેસાડી લીધો છે ત્યારે બધાએ પ્રસન્નતાથી આ ગોવાળને પોતાનો રાજા બનાવ્યો.

રાજા થવાથી એનું નામ રાજા કરકુંડ રાખવામાં આવ્યું કરકુંડે લોકોને સમજાવ્યું કે આ બધી જિનેન્દ્રદેવની ભક્તિનુંજ ફળ છે. મેં હજાર પાંખડીવાળું કમળ ચઢાવ્યું હતું.

છેવટે કરકુંડે દીક્ષા લઇ લીધી અને તપ કર્યું જેથી તે મોક્ષને પ્રાપ્ત થયા.

---

( ૯ )

# સુકુમાલ મુનિ.

ઉજ્જૈનમાં સુરેન્દ્રદત્ત નામના એક ધર્માત્મા શેઠ રહેતા હતા. એમની સ્ત્રીનું નામ યશોભદ્રા હતું. આ શેઠ બહુ પૈસાદાર હતા, પરંતુ તેમને એક પણ સંતાન ન હતું.

એક દિવસ યશોભદ્રાએ એક અવધિજ્ઞાની મુનિને પૂછયું કે મને સંતાન થશે કે નહીં? મુનિએ કહ્યું—ચોકસ થશે, પરંતુ પુત્રનું મોં જોતાંજ તારા પતિ મુનિ થઇ જશે. અને પુત્ર પણ જ્યારે કોઈ મુનિને જોશે તો તરતજ તે પણ મુનિ દીક્ષા લઈ લેશે.

કેટલાક દિવસ પછી યશોભદ્રાને પુત્ર ઉત્પન્ન થયો. એનું નામ પાડ્યું સુકુમાલ. એનો જન્મ થતાંજ યશોભદ્રાના પતિ મુનિ દીક્ષા લઇને ઘેરથી બહાર નિકળી ગયા.

યશોભદ્રાને આ ડરથી કે પુત્ર પણ મુનિ ન થઈ જાય, એવો પ્રબંધ કર્યો કે હંમેશા સુકુમાલને સારા સુખ ચેનમાં રાખે. બત્રીસ બત્રીસ તો લગ્ન કર્યાં. દુનિયાની એટલી બધી સુખ સામગ્રી ભેગી કરી કે જેથી સુકુમાલનું મન સંસારથી જુદું ન થઇ શકે.

પરંતુ થનાર વસ્તુ કોઇ મિથ્યા કરનાર નથી. આટલો પ્રબંધ હોવા છતાં પણ સુકુમાલના મામા ગણધરાચાર્યે એક વખત એમના મહેલ પાછળના બગીચામાં આવીને ચાતુર્માસ કર્યો. આ જોઇ સાંભળીને સુકુમાલને પૂર્વ જન્મમાં ભોગવેલા દુ:ખોનું ધ્યાન આવ્યું કે તે મુનિઓની ઘણી નિંદા કર્યા કરતો હતો જેથી એને કોઢ નિકળ્યો હતો. પછી ગધેડાનો અવતાર આવ્યો. જંગલી સુઅર થયો કુતરો થયો. જન્મથી આંધળી છોકરી થઈ અને સૂર્યમિત્ર મુનિના શિષ્ય પોતાના ભાઇ અગ્નિભૂતનો ઉપદેશ સાંભળીને આર્યિકા થઇ ત્યારે આ ભવમાં આ સુખ પ્રાપ્ત થયું છે. પોતાના ભાઇ મુનિ થઇ ગયા ત્યારે એણે ભાભીને લાત મારીને એક પાપ કર્યું હતું જેનો બદલો હજી સુધી એની ભાભી લઇ શકી નથી.

આવી રીતની બધી વાતો એને યાદ આવી અને સંસારથી વૈરાગ્ય થઇ ગયો, જેથી છાનામાના રાજમહેલથી ઉતરીને ગણધરાચાર્ય મુનિની પાસે એ આવ્યા અને જિનદીક્ષા

લઇને વનમાં ચાલ્યા ગયા. તથા પોતાના આત્મામાં લવલીન થઇને એક ગુફામાં સુકુમાલ મુનિ બેસી ગયા.

એમના પહેલા ભવમાં જે ભાભીને લાત મારી હતી તે શિયાલણી બનીને આ જંગલમાં ફર્યા કરતી હતી. લાત મારતી વખતે સુકુમાલને કહ્યું હતું કે (એ વખતે એમનું નામ વાયુભૂત હતું) આનો બદલો હું કોઇક વખત ગમે તે જન્મ વખતે જરૂરથી લઇશ.

જ્યારે સુકુમાલ આત્મધ્યાનમાં તલ્લીન હતા ત્યારે આ શિયાલણી આવી અને પોતાના ત્રણ બચ્ચાં સાથે મુનિના શરીરનાં માંસનું ભોજન કરવા લાગી. ત્રણ દિવસ સુધી શિયાલણી મુનિને ખાતી રહી પરંતુ એમનું ધ્યાન ભંગ થયું નહીં. છેવટે સુકુમાલ મુનિ અચ્યુત સ્વર્ગમાં દેવ થયા અને અનેક પ્રકારનાં સુખોનો ઉપયોગ કર્યો.



(૧૦)

# પિણ્યાકગંધની લાલચ.

રત્નપ્રભ રાજાના કપિલ નગરમાં જિનદત્ત અને પિણ્યાકગંધ નામના બે શેઠ રહેતા હતા. જિનદત્ત જ્યારે ભગવાનનો પરમ ભક્ત અને દાની હતો ત્યારે પિણ્યાકગંધ બહુ લાલચુ અને બીજાનું ધન પડાવી લેવાવાળો હતો.

જ્યારે રાજાએ એક તળાવ બનાવ્યું ત્યારે ખોદતી વખતે એક મજદૂરને કેટલીક સોનાની ઇંટો મળી, તે

છાનોમાનો કોઇને બતાવ્યા વિના આ ઇંટો પોતાને ઘેર લઇ ગયો. એક ઇંટ લઇને જ્યારે તે પિણ્યાકગંધની પાસે આવ્યો ત્યારે સોનાને ખોટું બતાવીને એણે થોડા ઘણા રૂપીઆ આપી ઇંટો ખરીદી લીધી. ધીરે ધીરે એણે કેટલીક ઇંટો ખરીદી લીધી અને તેનાં કલ્લાં બનાવીને પહેરી લીધા. આનો વ્યાપાર પણ દિવસે દિવસે વધતો ગયો. પરંતુ લલ-ચાઇને દગો દઇને આ બધું સોનું ખરીદેલું હતું તેથી વધારે દિવસ આ સુખ ભોગવી શકાયું નહી

આ મજૂરે કેટલીક ઇંટો જિનદત્ત શેઠને પણ વેચી હતી. આ સોનાની ઇંટોમાંથી જિનદત્તે ભગવાનની પ્રતિમાઓ બનાવી હતી. અને મંદિરમાં તેની પૂજા કર્યા કરતા હતા.

પછી એક દિવસ પિણ્યાકગંધ વ્યાપાર માટે બહારગામ ગયેલા હતા. ત્યારે તેજ મજૂર ઇંટ વેચવાને આવ્યો તો પિણ્યાકગંધના છોકરા વિષ્ણુદત્તે ભાવતાલ કરવામાં કંઇક ઓછી કિંમત બતાવી જેથી મજૂરને અને વિષ્ણુદત્તને તકરાર થવા લાગી. આ તકરારને જોઇને શહેરનો કોટવાલ ત્યાં આવી પહોંચ્યો તો ઇંટોનો બધો ભેદ ખુલ્લો પડી ગયો. કોટવાલ મજૂરને કેદ કરીને રાજા પાસે પહોંચ્યો.

રાજાએ ન્યાય કરતી વખતે જિનદત્ત અને પિણ્યાકગંધ બન્નેને બોલાવ્યા. જિનદત્તે પોતાનો ગુનો કબુલ કરી સાચે સાચું વૃત્તાંત બતાવતાં કહ્યું કે આ સોનાની ઇંટોથી મેં ભગવાનની પ્રતિમા બનાવી છે, આપ મંદિરમાં જઇને જોઈ શકો છો.

રાજા જિનદત્તસેન ઉપર પ્રસન્ન થયા પરંતુ કહ્યું કે તમારે આ ચોરેલા સોનાને ખરીદવું ન હતું તે છતાં તમે આ ધર્મ-કાર્યમાં લગાવ્યું છે તેથી તમારી પર હું બહુ પ્રસન્ન છું.

આ સાંભળીને પિણ્યાકગંધ બહુ ગભરાયો કારણ કે ચોરી કરેલી ઇંટો ખરીદીને તેણે પોતાનો વ્યાપાર વધાર્યો હતો અને ધર્મકર્મના કાર્યમાં એક પૈસો પણ ખરચ્યો ન હતો એટલે વિચાર કરવા લાગ્યો કે જો હું બધી સાચી વાત કહી દઈશ તો રાજા મારૂં બધું દ્રવ્ય લઈ લેશે. આથી એ લાલચમાં ફસાઇ પડયો અને કહ્યું કે હે મહારાજ! મેં તો કોઇ દિવસ ઇંટો ખરીદીજ નથી.

રાજાને એની ઉપર બહુજ ક્રોધ આવ્યો અને રાજાના હુકમથી પિણ્યાકગંધને ઘેર તપાસ કરાવી તો કેટલીક સોનાની ઇંટો મળી આવી. આથી રાજાએ પિણ્યાકગંધનું બધુંજ ધન લઇ લીધું અને એને રાજ્યની બહાર કાઢી મૂક્યો.

લાલચમાં પડવાથી અને ચોરીનો માલ ખરીદવાથી વ્યાપાર વધારવાનું ફળ હંમેશા ખરાબજ હોય છે. પિણ્યાકગંધ ગરીબ થઇને ભીખ માંગવા લાગ્યો અને એની સાથે એની સ્રીને અને છોકરાંને પણ ભીખ માંગવી પડી.



(૧૧)

# જુગારથી હાનિ.

હસ્તિનાપુરમાં દુર્યોધન (કૌરવ) અને યુધિષ્ઠિર (પાંડવ) રાજ્ય કરતા હતા. દુર્યોધન વિગેરે ૧૦૦ ભાઇઓ હતા. અને યુધિષ્ઠિરને પાંચ ભાઇ હતા. કેટલાક કારણવશાત્ બન્ને પિત્રાઇઓમાં તકરાર થઇ ગઇ અને દુર્યોધન યુધિષ્ઠિરને નીચું દેખાડવા માંગતો હતો અને ઇચ્છતો હતો કે આખું રાજ્ય એમને ન મળી જાય એટલા માટે એ યુધિષ્ઠિરને રાજ્ય બહાર કાઢવાની ગોઠવણમાં હતો.

પછી એક દિવસ દુર્યોધને યુધિષ્ઠિરને કહ્યું કે જુગાર રમીને મઝા કરીએ. યુધિષ્ઠિર જુગાર ખેલવામાં બહુ શોખીન હતો. બન્ને જુગાર રમવા બેઠા યુધિષ્ઠિર જુગારમાં હારવા લાગ્યો. ને ધીરેધીરે પોતાનો બધો ખજાનો તે હારી ગયો અને જ્યારે પાસે કાંઇ ન રહ્યું ત્યારે દ્રોપદીને પણ દાવમાં મૂકી અને તે પણ હારી ગયો.

યુધિષ્ઠિરના ભાઇ ભીમને આ વાતની ખબર પડી ત્યારે તેને બહુ ક્રોધ આવ્યો અને દુર્યોધનની છેતરપીંડીનો બદલો લેવા તે તૈયાર થયો. પરંતુ યુધિષ્ઠિરે કહ્યું કે નહીં, આપણે જે ભૂલ કરી બેઠા છિએ તેનો દોષ એમની ઉપર નહી પરંતુ આપણી ઉપર છે અને એ દંડ પણ આપણે ભોગવવો જોઇએ

છેવટે જુગાર રમવાથી યુધિષ્ઠિર અને તેના ભાઇઓ તથા દ્રોપદીને રાજ્ય છોડીને જાંગલમાં જવું પડયું. અને

જંગલમાં જુદા જુદા પ્રકારનાં દુઃખો તેમને સહન કરવા પડયાં, જુગાર રમવાથી આવા પ્રકારનાં દુઃખો ઉઠાવવા પડે છે, ઇજ્જતના કાંકરા થઇ જાય છે. અને જુગાર રમવાવાળાને કોઇ દિવસ કોઇ માણસ સારો કહેતા નથી. એટલા માટે આપણે જુગારથી હંમેશા દૂરજ રહેવું જોઇએ.



( ૧૨ )

## માંસાહારનું ખરાબ પરિણામ.

શ્રતપુર નગરનો બક નામનો રાજા ઘણો માંસાહારી હતો તે દરરોજ શિકાર કરતો હતો. અને અનેક પ્રકારનાં જીવ જંતુઓ મારતો અને તેનું માંસ ખાઇને ઘણું સુખ માનતો હતો. પછી એક દીવસ કોઇ જગ્યાએ એને શિકાર ન મળ્યો ત્યારે રસોઇ બનાવવાવાળા રસોઇયાને ચિંતા થઇ કે રાજા માંસ વગર ભૂખ્યા રહેશે. એવો વિચાર કરીને રસોઇયો શ્મશાનમાં ગયો અને ત્યાંથી એક મરેલા બાળકનું માંસ લાવ્યો અને તે રાંધીને રાજાને ખવડાવ્યું.

રાજા આ માંસ ખાઇને ઘણો ખુશી થયો ને રાજાએ રસોઇયાને કહ્યું કે આજનું માંસ બહુ મીઠું છે. આટલું મીઠું માંસ તેં કોઇ દિવસ નથી બનાવ્યું. રસોઇયાએ ડરતાં ડરતાં રાજાને કહી દીધું કે આ માંસ મનુષ્યનું હતું. રાજાએ કહ્યું કે સારૂં ત્યારે, હવે દરરોજ મનુષ્યનું માંસ ખવડાવ્યા કર. પછી તો રસોઇઓ નિર્ભય થઇને નગરના કોઇ ને કોઇ છોકરાને સમજાવીને હંમેશા એકાંતમાં લઇ

જઇને મારી નાંખતો અને તેનું માંસ રાજાને ખવડાવતો, પણ ધીરે ધીરે રસોઇયાનું આ પાપી કાર્ય છાનું રહ્યું નહીં. જ્યારે લોકોને બાળકોને મારનાર રસોઇયાની ખબર પડી ત્યારે તેને રાજા પાસે લઇ ગયા, પરંતુ રાજાની સામે રસોઈયાએ જ્યારે ચોકખે ચોકખું કહી દીધું કે રાજાની આજ્ઞાથી હું બાળકોને મારતો હતો ત્યારે લોકોનું લોહી ઉકળી ઉઠ્યું અને તે રાજાને ગાદી ઉપરથી ઉઠાડી નસાડી મૂક્યો.

રાજાને માંસ ખાવાની આદત પડી ગઇ હતી, તેથી તે હવે જંગલમાં રાક્ષસની માફક ભટકવા લાગ્યો અને જીવોને મારી મારીને ખાવા લાગ્યો.

માસ ખાવાનુંજ એ ફળ હતું કે રાજાને સદા જંગલમાં ભટકી ભટકીને મરવું પડ્યું.



(૧૩)

# દારૂ (મદીરા પાન) થી દુર્ગતિ.

## ( કેફ કરવાનાં નુકસાનો )

એક વખત એક સાધુ ગંગાજીમાં સ્નાન કરવા જઈ રહ્યો હતો. ત્યારે રસ્તામાં એક જગ્યાએ ભીલ લોકો દારૂ પીને નાચી રહ્યા હતા આ સાધુને જોઇને આ લો. એ સાધુને પણ નાચવા કુદવામાં લઈ ગયા. સાધુ વિચારવા મંડયો કે આમાં કાંઇ નુકશાન નથી. નાચી કુદી રહ્યાં બાદ ભીલોએ સાધુને દારૂ પીવડાવવા માંગતા હતા, સાધુએ પહેલાં ના

ચાડી દીધી, પરંતુ ભીલોની જબરજસ્તી જોઇને વિચારવા લાગ્યો કે હું દરરોજ તો શરાબ (દારૂ) પીતો નથી પણ આજે આ લોકોના કહેવાથી પી લઉં તો બગડવાનું શું છે? આમ કહી સાધુએ દારૂ પી લીધો.

બસ હવે શું પૂછવું હતું? દારૂનો નશો (કેફ) ચઢયો અને જોરથી ભૂખ લાગી. ત્યાં માંસ સિવાય બીજુ કાંઈ હતુંજ નહીં. તેથી છેવટે સાધુએ માંસ ખાઈને પોતાની ભૂખ મટાડી. દારૂ પી અને ઉપરથી માંસ ખાઇને પોતાની બુદ્ધિ ભૂલી જઈ ભીલ લોકોની સ્ત્રીઓની સામેજ ગાળો તથા મન ફાવે તેવી વાતો બકવા લાગ્યો. ભીલોને આ સારૂં ન લાગ્યું તેથી આ સાધુને મારીને એવી હાલત કરી નાંખી કે ત્યાંજ આ સાધુના પ્રાણ રમી ગયા.

દારૂ પીવા વિગેરે એવી નશા ( કેફ ) વાળી વસ્તુ હોઈ કોઇક વખત આપત્તિમાં ફસાવી દે છે એટલા માટે આપણે કોઈએ ભૂલથી પણ દારૂ પીવાની ઇચ્છા નહીં કરવી જોઇએ અને દારૂ પીવાવાળા તથા નશો કરવાવાળાની દોસ્તી પણ ન કરવી જોઇએ.

---

( ૧૪ )

## વેશ્યાગમનથી થતી હાનિ.

ચમ્પાપુરીમાં ચારૂદત્ત નામે એક ધનવાન શેઠ રહેતા હતા. તે બહુ ભણેલા ગણેલા હતા. એક દિવસ તેઓ પોતાના મામા ચારૂદત્તની સાથે ફરવા ગયા. તો રસ્તામાં બે જંગલી હાથી દોડતા દોડતા આ બન્નેની તરફ આવ્યા

ત્યારે તે હાથીઓથી બચવાનો ઉપાય ન હોવાથી ત્યાં પાસેજ રહેતી વસંતસેના નામની વેશ્યાના ઘરમાં તેઓ જઇને ઉભા રહ્યા.

વેશ્યાએ આ લોકોને શેતરંજ (સોગટાબાજી) રમાડી. આ વેશ્યા એટલી બધી સુંદર હતી કે ચારૂદત્ત એની ઉપર મોહિત થઇ ગયો. હમેશાં ચારૂદત્ત ઘણું ધન લાવીને વેશ્યાને આપતો. ચારૂદત્ત ધીરે ધીરે વેશ્યાની માયામાં એટલા બધા લપટાયા કે જેથી પોતાનું ઘર વિગેરે છોડીને વેશ્યાના ઘેર રહેવા લાગ્યા; પરંતુ વેશ્યા તો હંમેશા ધનથી પ્રેમ કરે છે, માણસથી નહીં.

આથી જ્યારે ચારૂદત્તનું બધું ધન વેશ્યાએ લૂટી લીધું અને ચારૂદત્ત ગરીબ થઇ ગયો ત્યારે એક દિવસ સુતી વખતે ચારૂદત્તને ખૂબ દારૂ પીવડાવ્યો. અને રાતના એક કપડામાં બાંધીને સંડાસમાં ફેંકી દીધો. પછી સવારે જ્યારે દારૂનો નશો ઉતરી ગયો ત્યારે ચારૂદત્તને પોતાની દુર્દશા ઉપર ઘણું દુઃખ થયું. પરંતુ હવે શું કરી શક્તા હતા? વેશ્યાગમન કરવાનું ફળ એને મળી ચુક્યું હતું. તેથી એમણે તેજ દિવસથી પ્રતિજ્ઞા કરી કે તે હવે કોઇ પણ દિવસ વેશ્યા પાસે જશે નહીં.



(૧૫)

## શિકાર કરવાનાં ખરાબ નુકસાનો.

કલ્યાણકટક નગરની આ વાત છે. ભૈરવ નામનો એક શિકારી આ નગરમાં રહેતો હતો, જે જીવો પર દયા કરવાનું તો જાણતોજ ન હતો. નિત્ય તે શિકાર કરીને

અનેક જીવોનો જાન લયા કરતો હતો અને સુખ માન્યા કરતો હતો.

પછી એક દિવસ તે જ્યારે હરણને મારીને પોતાને ઘેર લાવી રહ્યો હતો, ત્યારે રસ્તામાં એક વાઘ મળ્યો. લાલચુ શિકારી ભૈરવે વિચાર્યું કે આને પણ મારી નાંખું તો સારૂં થાય. ત્યાંજ હરણને જમીન ઉપર મૂકીને વાઘની તરફ બાણ ચલાવવા માંડયું, પરંતુ બાણ અચૂક (નિષ્ફળ) ગયું. આથી વાઘ ક્રોધથી લાલ થઇને ભૈરવની ઉપર કૂદયો અને એને ખાઇ ગયો.

જે બીજાનો શિકાર કરે છે, બીજાના પ્રાણનો નાશ કરે છે તેના પ્રાણનો નાશ કરવાવાળા પણ મળી જાય છે. પાપનું ફળ ખરાબ હોય છે. જીવોને મારીને મનુષ્ય ખોટાં પાપ ભેગાં કરે છે જેવી રીતે આપણામાં જીવ છે તેવી રીતે પશુ પક્ષીઓમાં પણ છે. જેવી રીતે આપણે ઇચ્છા કરીએ છોએ કે આપણને કોઇ દુઃખ ન આપે એવીજ રીતે બધાં પ્રાણીઓ પણ ઇચ્છે છે. તેથી આપણને અધિકારજ શું છે કે જેથી આપણે આ જીવોનો શિકાર કરીએ ?

(૧૬)

# ઢોંગી અને ચોર સાધુ.

કૌશામ્બી નગરીમાં એક એવો સાધુ રહેતો હતો કે જે નગર બહાર દિવસે એક ઝાડ ઉપર બાંધેલા ઝૂલા ઉપર લટકી રહેતો હતો. જ્યારે લોકો એને આમ લટકવાનું કારણ પૂછતા ત્યારે તે કહેતો કે બીજાનું ધન ગ્રહણ કરવું એ

હું પાપ બરાબર સમજું છું અને બીજાની જમીન ઉપર રહેવું એ પણ પાપ બરાબર સમજું છું એટલા માટે અદ્ધર લટકી રહ્યો છું આથી લોકો આને મોટો મહાત્મા (ધર્માત્મા) સમજવા લાગ્યા.

એટલામાં નગરમાં દરરોજ ચોરી થતી હતી. કોઇ ને કોઈ દરરોજ લૂંટાતો હતો પરંતુ ચોરનો પત્તો કોઈ દિવસ લાગતો ન હતો. આથી લોકો બહુ હેરાન થઈ ગયા, રાજા અને કોટવાલ પણ વ્યાકુળ થઈ ગયા.

પછી એક દિવસ કોટવાલને એક યુકિત સૂઝી. એક આંધળા ભીખારીને આ સાધુના આશ્રમમાં રાતનાં મોકલ્યો જે ત્યાં પડી રહ્યો. સાધુએ ભીખારીને ભગાડવા પ્રયત્ન કર્યો, પણ આ બનાવટી ભીખારીએ કહ્યું કે મહારાજ, હું આંધળો છું આખી રાત અહીંયાં પડી રહેવા દો તો સારૂં. આમાં તમારૂં શું બગડે છે? આથી સાધુએ વિચાર્યું કે આ આંધળો છે અને અહીંયા પડી રહેવાથી કાંઈ વાંધો નથી તેથી ભીખારી ત્યાં પડીજ રહ્યો.

રાતના ભીખારીએ જોયું કે સાધુ મહારાજ પોતાના શિષ્યો સાથે નગરમાંથી ઘણું ધન ચોરીને લાવ્યા છે અને એક ઊંડા ખાડામાં દાટી દીધું છે. સવાર થતાં પહેલાં પાછો સાધુ ઝાડ ઉપર લટકી ગયો. અને ભીખારી ચાલ્યો ગયો કે તરતજ કોટવાલ સિપાઇઓ સાથે સાધુમહારાજની પાસે આવી પહોંચ્યા. હવે શું જોઇતું હતું? સાધુના ઢોંગો ખુલ્લા પડી ગયા અને બધા આ ઢોંગી અને ચોર સાધુની નિંદા કરવા લાગ્યા રાજાએ સાધુને સખ્ત દંડ કર્યો જે બીજા લોકોને હંમેશા દગો દે છે તે કોઇ વખત પોતાની જાતેજ દગામાં ફસાઇ જાય છે.

(૧૭

# પર-સ્ત્રી સેવન કરવાનું ફળ.

જુગારમાં બધું હારી ગયા બાદ યુધિષ્ઠીર જંગલમાં ભટકવા લાગ્યા હતા. ભટકતાં ભટકતાં તે એક વિરાટ નામના રાજાને ત્યાં રસોઇયા બન્યા.

રાજા વિરાટનો સાળો કીચક યુધિષ્ઠિરની પત્નિ દ્રૌપદી ઉપર મોહિત થઈ ગયો અને એક દિવસ દ્રૌપદીને એકલી જોઇ તેનો હાથ પકડી લીધો. ચતુરાઇથી દ્રૌપદીએ ન છુટકે બધી હકીકત યુધિષ્ઠિરને કહી દીધી યુધિષ્ઠિરના ભાઇ ભીમને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે એક યુક્તિ શોધી કાઢી. દ્રૌપદીનાં કપડાં પહેરી નગરની બહાર તે નાટકશાળામાં ગયો.

આ બાજુ દ્રૌપદીએ યુધિષ્ઠિરની સલાહથી કીચકને એવું કહ્યું કે હું તમને નગર બહારની નાટકશાળામાં એકલી મળીશ. પાપી કીચક આ વાત ઉપર દ્રૌપદીને મળવા ગયો. ત્યાં પહોંચતાંજ કીચકે દ્રૌપદીના પોષાકમાં બેઠેલા ભીમનેજ દ્રૌપદી સમજીને જેવો હાથ પકડ્યો કે તરતજ ભીમે ઉચ-કીને એવો માર માર્યો કે તેનો કાળ ત્યાંજ આવી ગયો.

પર-સ્ત્રી ગમન કરવાવાળાની આવીજ દુર્દશા થાય છે.



(૧૮)

# અંજનચોરનો વિશ્વાસ.

## (નિઃશંકિત અંગ)

મગધ દેશની રાજ્યધાનીમાં એક અંજન નામનો ચોર રહેતો હતો. આ નગરમાં એક વેશ્યા રહેતી હતી જેનું નામ મણિકા (વિલાસીની) હતું. અંજનચોર આ વેશ્યાને ઘણો ચાહતો હતો. એક દિવસ જ્યારે અંજનચોર મણિકાની પાસે ગયો ત્યારે મણિકાએ કહ્યું કે રાજનગરની રાણીનો હીરાનો હાર જ્યારે તમે મને લાવીને આપશો ત્યારેજ હું સમજીશ કે તમે મને ખરી રીતે ચાહો છો.

અંજન ચોર હતો, તે એજ રાત્રે રાજ્યમહેલમાં ગયો. રાણી સુઇ રહી હતી. રાણીના ગળામાંથી હાર ચોરીને અંજન જ્યારે રાજ્ય મહેલથી ન્હાસવા લાગ્યો ત્યારે પટાવાળાઓએ એનો પીછો પકડયો. અંજને પોતાનો જાન બચાવવા સારૂ એકદમ ન્હાસવા માંડયું અને ગભરાઇને હીરાનો હાર ત્યાં ફેંકી દીધો. તેથી પહેરેદારોએ એનો પીછો પકડવાનો છોડયો નહીં. જ્યારે અંજન દોડતો દોડતો એક સ્મશાન ભૂમિ પર જઇ પહોંચ્યો.

શ્મશાનમાં સોમદત્ત નામનો એક માળી, વડના ઝાડે બાંધેલી એકસો આઠ દોરીથી એક સીકાં (ઝોલા) ઉપર વારંવાર ચઢ ઉતર કરી રહ્યો હતો. સીકાંની નીચે ભૂમિ પર ઉઘાડા હથીયાર ઉભા મુકેલા હતા. આ હથીયારો જોઇને સોમદત્ત માળી ભયથી કાંપવા લાગ્યો અને સીકાં ઉપર ચઢવાની હિંમત ન કરી શકયો.

માળીની આ લીલા જોઈને અંજન આશ્ચર્યમાં પડી ગયો અને માળીને પૂછ્યું કે ભાઈ, તમે આ શું કરી રહ્યા છો ?

માળીએ ઉત્તર આપ્યો—ધર્માત્મા જિનદત્ત શેઠે મને કહ્યું છે કે આ સીકાં પર ચઢીને "णमोकार मंत्र" નો જાપ કરતાં કરતા સીકાંની બધી રસીઓ કાપી નાખો અને મંત્રના મહિમાથી તમે જોશો કે રસીઓ કાપી નાંખી હોવા છતાં તમે નીચે રાખેલા ઉઘાડાં શસ્ત્રો પર નહીં પડશો.

અંજનચોરે આશ્ચર્યથી પૂછ્યું—કેવી રીતે નહીં પડશો ભાઇ ?

માળીએ ઉત્તર આપ્યો–'णमोकार मंत्र' નો પાઠ કરવાથી આકાશગામિની વિદ્યાની પ્રાપ્તિ થઈ જશે અને એથી મારી એ રક્ષા કરશે

અંજને વિચાર્યું કે માળી શંકાથી ડરી રહ્યો છે, પરંતુ મને રાણીના પહેરેદારો તો મારી નાંખવાના છે. એટલે આ મંત્ર હું કેમ સિદ્ધ ન કરી લઉં ? અને આમ વિચારીને તે એક હાથમાં તલવાર લઇને સીકા ઉપર ચઢી ગયો. અને એણે ણમોકાર મંત્રનો જાપ કરતાં કરતાં સીકાની એક પછી એક બધી દોરીઓ કાપી નાંખી. આ થતાંની સાથેજ એને આકાશગામિની વિદ્યા પ્રાપ્ત થઇ ગઇ અને વિદ્યાએ અંજનની ઇચ્છા મુજબ એને શેઠ જિનદત્તની પાસે મેરૂપર્વત ઉપર પહોંચાડી દીધો, જ્યાં તેઓ ભગવાનની પૂજામાં મગ્ન હતા.

જિનદત્ત શેઠને મળીને પોતાને મોક્ષ જવાનો ઉપાય

પૂછયો અને જિનદત્તજીએ બતાવેલા માર્ગ ઉપર જઇને એણે કઠણ તપસ્યા કરી અને છેવટે મોક્ષની પ્રાપ્તિ કરી.

જે લોકો ભગવાનમાં વિશ્વાસ કરે છે તેઓને અંજનની માફક મોક્ષ મળે છે અને અવિશ્વાસ કરવાવાળાને સોમદત્ત માળીની માફક મનુષ્ય હંમેશા દુઃખી રહે છે.



( ૧૯ )

## અનન્તમતીનું અખંડ બ્રહ્મચર્ય—

### ( નિઃકાંક્ષિત અંગ )

ચમ્પાપુર નાગરના શેઠ પ્રિયદત્ત બહુ ધાર્મિક પુરૂષ હતા. એમની પુત્રી અનન્તમતી પણ ધર્મમાં પૂરેપૂરો વિશ્વાસ કરતી હતી. તે ઘણી સુંદર અને ગુણવાન હતી. એકવાર તેણે અષ્ટાહ્નિકા પર્વ વખતે પ્રિયદત્તે ધર્મકીર્તિ નામના મુનિરાજ પાસેથી આઠ દિવસ માટે બ્રહ્મચર્ય વ્રત લીધું. ત્યારે પિતાને જોઇને અનન્તમતીએ પણ એ વ્રત પાળવાની પ્રતિજ્ઞા લઇ લીધી અને એણે પોતાનો વિવાહ કદિ કર્યોજ નહીં

એક દિવસ બગીચામાં જ્યારે અનન્તમતી એક હીંચકા ઉપર હીંચકા ખાઈ રહી હતી ત્યારે કુંડલમણ્ડિત નામનો એક વિદ્યાધર વિમાનમાં ઉડતાં ત્યાંથી નિકળ્યો ને અનન્ત-મતીની સુંદરતા જોઇને તે એટલો બધો મોહિત થયો કે તે તેણીને જબરજસ્તીથી વિમાનમાં ઉડાવીને પોતાની સાથે લઇ ગયો, પરંતુ આ વિદ્યાધરની પત્નીએ એ જોયું અને

એની ઉપર પોતાનો ક્રોધ પ્રગટ કર્યો. આથી વિદ્યાધરે પોતાની પત્નીને પ્રસન્ન રાખવા માટે અનન્તમતિને ભયાનક જંગલમાં છોડી દીધી.

જંગલમાં એકલી ભટકતી ભટકતી તે એક ભીલ રાજાના હાથમાં ફસાઇ ગઇ, પરંતુ વનદેવે અનન્તમતીની રક્ષા કરી, આથી તે ભીલ રાણીએ અનન્તમતીને પુષ્પક નામના એક વ્યાપારીને સોંપી દીધી અને આ વ્યાપારીએ એને કામસેના નામની એક વેશ્યાને આપી. વેશ્યા એને વેશ્યા બનાવવા માંગતી હતી, પરંતુ અનન્તમતી પોતાના બ્રહ્મચર્યવ્રત ઉપર અટલ રહી અને વેશ્યા આનું કંઇ બગાડી શકી નહીં. પછી વેશ્યાએ ક્રોધમાં આવીને અયોધ્યાના રાજાને એને સોંપી. રાજા પણ આની સુંદરતા જોઇને લગ્ન કરવાના વિચાર કરવા લાગ્યા. પરંતુ આ વખતે પણ ફરીથી અનન્તમતીની રક્ષા થઇ. હવે અનન્તમતી અયોધ્યામાંજ પદ્મશ્રી નામની આર્યિકા પાસે રહેવા માંડી અને દીક્ષા લઈ લીધી. સંસારની માયા મમતાને એણે લાત મારી, અને આજીવન તપ કર્યા બાદ છેવટે સમાધિમરણ કરીને બારમા સ્વર્ગમાં તે દેવ થઇ ગઇ. ત્યાં એનો વખત જિનભગવાનના પૂજનમાંજ વીતે છે અને એને દરેક પ્રકારનું સુખ આંખના પલકારામાં મળે છે. બ્રહ્મચર્યવ્રતનું ઘણું માહાત્મ્ય છે.



(૨૦)

# રાજા ઉદ્દાયનની મુનિ–સેવા

## ( નિર્વિચિકિત્સિક અંગ )

કચ્છ દેશમાં રોરવક નામના નગરમાં ઉદ્દાયન નામનો એક રાજા રાજ્ય કરતો હતો રાજા અને રાણી પ્રભાવતી બન્ને ભગવાનના ભક્ત હતા મુનિઓની સેવા કરવામાં આ રાજા–રાણી ઘણા પ્રસિદ્ધ થઇ ગયા હતા. રોગીઓની સેવા કરવી એ એમનો ઉદ્દેશ્ય હતો. આવી સેવા કરવામાં એમને જરા પણ તિરસ્કાર તથા દ્વેષ થતો ન હતો. પ્રજાને તો પોતાના પુત્રની માફક રાખતા હતા

એક દિવસ સૌધર્મ સ્વર્ગના ઈન્દ્રે દેવોની સભામાં રાજા ઉદ્દાયને કરેલી મુનિ સેવાની પ્રશંસા કરતાં કહ્યું કે તીરસ્કાર (દ્વેષ) પર આ રાજાએ વિજય મેળવ્યો છે. ગમે તેવો દર્દવાળો રોગી એમને ત્યાં જાય પણ આ લોકો કોઇ દિવસ નાક અને મોં ચઢાવતા નહીં અને ખરા દિલથી એની સેવા કરતા.

વાસવ નામના એક દેવને રાજાની પરીક્ષા લેવાની ઇચ્છા થઇ અને એક મુનિનો વેશ ધારણ કરી રાજા ઉદ્દાયનને ત્યાં તે આવ્યા. રાજા રાણીએ એની સેવા કરી અને ભોજન કરાવ્યું, પરંતુ ભોજન કરતાં કરતાં ઉલટી કરી દીધી, જેની દુર્ગંધથી ત્યાં રાજા અને રાણી સિવાય કોઈ ઉભું રહી શક્યું નહીં. બધા જતા રહ્યા પણ રાજા-રાણીએ જાતે તે ઉલ્ટી સાફ કરી નાંખી અને પોતાને ધન્ય સમજ્યા. એટલામાં તો મુનિએ રાજા રાણી ઉપર ફરી ઉલ્ટી કરી. આટલું થયાં છતાં રાજારાણીને કાંઈ ઘૃણા થઇ

નહીં. રાજારાણીની આ સેવા જોઇ મુનિ વેશમાં આવેલા વાસવ દેવ ઘણા પ્રસન્ન થયા અને એમની પ્રશંસા કરવા લાગ્યા છેવટે રાજાએ મુનિ થઇને તપસ્યા કરી ને મોક્ષને મેળવ્યું.



## ( ૨૧ )

# મહારાણી રેવતીની ધર્મશ્રદ્ધા.

## ( અમૂઢદૃષ્ટિ અંગ )

દક્ષિણ મથુરામાં ગુપ્તાચાર્ય મુનિની પાસે ચન્દ્રપ્રભ નામના એક ક્ષુલ્લક શાસ્ત્ર વાંચ્યા કરતા હતા એક દિવસ જ્યારે એ ક્ષુલ્લક ઉત્તર મથુરા જવા લાગ્યા ત્યારે મુનિરાજે કહ્યું કે ત્યાં શ્રી સુવ્રત મુનિરાજને નમસ્કાર અને મહારાણી રેવતીને ધર્મવૃદ્ધિ (આશીર્વાદ) કહેજો.

ક્ષુલ્લકને આ સાંભળીને આશ્ચર્ય થયું એનું કારણ એ હતું કે ઉત્તર–મથુરામાં સુવ્રતમુનિ અને મહારાણી રેવતી સિવાય એક ભવ્યસેન મુનિ પણ રહેતા હતા, જે અગ્યાર અંગોનાં જાણકાર હતા, છતાં પણ મુનિરાજે એમને કાંઇ સંદેશો નહીં કહેવડાવ્યો.

ક્ષુલ્લક જ્યારે ઉત્તર–મથુરા પહોંચ્યા. ત્યારે સુવ્રતમુનિને ગુપ્તાચાર્ય મુનિના નમસ્કાર કહી સંભળાવ્યા. સુવ્રતમુનિએ ઉત્તર આપતાં ધર્મવૃદ્ધિની કામના કરી. આ પછી ક્ષુલ્લક ભવ્યસેન મુનિની પાસે ગયા. અને નમસ્કાર કર્યા. પરંતુ આ મુનિએ ક્ષુલ્લક સાથે કાંઇ પણ વાતચીત કરી નહીં, આથી

ક્ષુલ્લકને આ વ્યવહાર પ્રત્યે ઘણું દુઃખ થયું અને આ મુનિની પરીક્ષા લેવાની ઇચ્છા કરી. જ્યારે આ મુનિ શૌચ ક્રિયા માટે મેદાનમાં ગયા ત્યારે ક્ષુલ્લકે જમીન પર કમળો ઉગાડી દીધું કે જેના પર મુનિએ શૌચ કરવું નહોતું, પરંતુ મુનિએ આનો કોઇ વિચાર નહીં કર્યો, અને શૌચ ક્રિયા કરી દીધી આથી ક્ષુલ્લકે મુનિના કમંડળનું પાણી સુકવી દીધું. ધર્મની આજ્ઞા પ્રમાણે મુનિએ ગાળ્યા વગરના પાણીનો ઉપયોગ કરવો જોઇતો નહોતો, પરંતુ ક્ષુલ્લક દ્વારા નજીકના તળાવમાંથી વગર ગાળેલું પાણી પણ લઇ લીધું! હવે ક્ષુલ્લકને આ મુનિના અભિમાનનો પત્તો લાગી ગયો અને ગુપ્તાચાર્ય મુનિરાજે એમને જે કાંઇ સંદેશો નહી મોકલ્યો હતો એનું રહસ્ય પણ સમજાઇ ગયું.

હવે ક્ષુલ્લકજીએ મહારાણી રેવતીની પણ પરીક્ષા લીધી અને એક પછી એક બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને તીર્થંકરનું રૂપ ધારણ કર્યું. આથી ઘણા લોકો દોડી દોડીને દર્શન કરવા ગયા પરંતુ મહારાણી રેવતી એમની પાસે ગઇ નહીં, મહારાણી રેવતીનું કહેવું એ હતું કે જ્યારે સાચા બ્રહ્મા વિગેરે ભગવાન છે તો આ બીજા દેવો ક્યાંથી આવ્યા? આવી રીતે તીર્થંકર તો ચોવીસજ હોય છે. કે જે થઈ ગયા છે અને બધા મોક્ષે પહોંચી ગયા છે ત્યારે હવે આ પચ્ચીસમા તીર્થંકર ક્યાંથી આવ્યા?

મહારાજા રેવતીની આ મક્કમ ભક્તિ જોઇને ક્ષુલ્લકે રાણીને આશીર્વાદ આપ્યા અને છેવટે તપ કરીને બ્રહ્મ સ્વર્ગમાં મહર્દ્ધિક દેવ પદ પ્રાપ્ત કર્યું.

( ૨૨ )

# શેઠ જિનેન્દ્રભક્તની ધર્મરૂચિ.

## ( ઉપગૂહન અંગ )

પટનામાં યશોધ્વજ નામના રાજા રહેતા હતા. તે બહુ દયાળુ અને ધર્માત્મા હતા એમના પુત્ર સુવીર ચોરોના સરદાર હતા. સુવીરને જ્યારે તામ્રલિપ્ત નગરના ધનવાન શેઠ જિનેન્દ્ર ભક્તના જિનેન્દ્ર મંદિરમાં ભગવાનની રત્નોની પ્રતિમાની ખબર પડી ત્યારે એ પ્રતિમા ચોરી લાવવાની મનમાં લાલચ થઇ આવી અને પોતાના ચોર સાથીદારોને આ વાત કહી સંભળાવી. બસ, હવે શું જોઇતું હતું ! આ વાત સાંભળીને સૂર્યક નામના ચોર સાથીદારે એ રત્નોની મૂર્તિને ચોરી લાવવાનું બીડું ઝડપ્યું.

સૂર્યકે બનાવટી બ્રહ્મચારીનો વેષ ધારણ કર્યો અને જિનેન્દ્ર ભક્ત પાસે ગયો. જિનેન્દ્ર ભક્તે એને મંદિરનો પૂજારી બનાવી દીધો.

પછી એક રાત્રિએ આ બનાવટી બ્રહ્મચારીએ પોતાનું કાર્ય પુરૂં કરવા વિચાર કર્યો, રત્નોની મૂર્તિ ચોરીને જ્યારે એ ન્હાસવા લાગ્યો ત્યારે પહેરેદારોએ એને પકડી લીધો અને શેઠ જિનેન્દ્ર ભક્તની પાસે હાજર કર્યો. શેઠજીએ બધી હકીકત જાણી લીધી, અને વિચાર્યું કે જો હું પ્રતિમા ચોરવાનો દોષ બ્રહ્મચારી પર આ પહેરેદારોની સામે સાબીત કરીશ તો જૈન ધર્મની નિંદા થશે, એટલે શેઠ જિનેન્દ્ર ભક્તે પહેરેદારોને કહ્યું કે આ ભગવાનની પ્રતિમા તો મેં

મંગાવી હતી. તમે બધા આ બ્રહ્મચારીને શા માટે ચોર સમજી રહ્યા છો ? આ સાંભળી પહેરેદારો ચાલ્યા ગયા.

શેઠ જિનેન્દ્રભકતે નકલી બ્રહ્મચારીને સમજાવ્યો કે એક તો તમે સાચા બ્રહ્મચારી નથી અને આ ઉપરાંત ભગવાનની પ્રતિમાની ચોરી કરીને બીજું પાપ માથે બાંધી રહ્યા છો. આથી આ બ્રહ્મચારી ઘણો શર્મીંદો થયો અને ચોરી નહીં કરવાની પ્રતીજ્ઞા કરીને તે પોતાને ઘેર પાછો ચાલ્યો ગયો. ખરાબ માર્ગ પર ચાલવાવાળાઓને પ્રેમપૂર્વક સમજાવવાથી સારા માર્ગ પર ચાલવા માંડે છે.



( ૨૩ )

# વારિષેણ મુનિનો ત્યાગ.

## ( સ્થિતિકરણ અંગ )

રાજગૃહના ઉદાર રાજા શ્રેણિક અને સતી રાણી ચેલનીના પુત્રનું નામ વારિષેણ હતું. રાજમહેલનાં સુખોને લાત મારીને નાની ઉમરમાં વારિષેણે મુનિદીક્ષા ગ્રહણ કરી હતી. એક વાર વારિષેણમુનિ પલાશકૂટ નામના ગામમાં ગયા આ ગામમાં રાજા શ્રેણિકના મંત્રીનો પુત્ર પુષ્પડાલ રહેતો હતો. પુષ્પડાલ અને વારિષેણ બંને બાળસાથી હતા. આથી બાળ સાથી મુનિને પુષ્પડાલે અત્યંત ભાવથી આહાર આપ્યો અને આહાર લઈને મુનિ વારિષેણ વનમાં ચાલ્યા ગયા ત્યારે પુષ્પડાલ પણ આ મુનિને થોડે સુધી પહોંચાડવાના વિચારથી પાછળ નિકળી પડયો. ધીરે ધીરે ઘણા દૂર સુધી બંને

ચાલી નિકળ્યા ત્યારે પુષ્પડાલે મનમાં વિચાર્યું કે મુનિ મહારાજ જાતેજ કહેશે કે હવે પાછા જાઓ પરંતુ મુનિ મહારાજે કંઇજ ન કહ્યું ત્યારે પુષ્પડાલે મુનિને નમસ્કાર કર્યા અને પાછા જવાની ઇચ્છા દર્શાવી. નમસ્કારના જવાબમાં મુનિએ જ્ઞાન અને વૈરાગ્યની એવી શિક્ષા આપી કે પુષ્પડાલે ત્યાંજ દીક્ષા ગ્રહણ કરી ને તે મુનિ થઈ ગયા અને વારિષેણુ મુનિ સાથે ચાલ્યા ગયા.

દીક્ષા લેવી એ તો સરળ વાત છે પરંતુ મુનિધર્મને પાળવો એ એક ઘણું કઠણ કામ છે. કહેવા પુરતા તો પુષ્પડાલ મુનિ થઇ ગયા પણ તે પોતાની સ્ત્રીને એટલા બધા ચાહતા હતા કે સ્ત્રીની યાદ હરઘડી યાદ રહેતી. આમતો એમની સ્ત્રી બહુ સુંદર ન હતી

પછી એક દિવસ વારિષેણુ મુનિ પોતાના આ શિષ્ય પુષ્પડાલની સાથે ભગવાન મહાવીરના સમવશરણુમાં ગયા ત્યાં ગંધર્વ ભગવાનની સ્તુતિ કરતાં કહ્યું કે હે ભગવાન ! આ પૃથ્વી રૂપી સ્ત્રીનો ૩૦ વર્ષ સુધી ભોગ કરીને ત્યાગ કરી દીધો એટલા માટે તે વિયોગમાં નદીના રૂપે પોતાના આસુંઓ વરસાવી રહી છે, આ સાંભળતાં પુષ્પડાલનું હૃદય ડગી ગયું અને પોતાની સ્ત્રી યાદ આવી ગઈ. આથી તે ફરીથી સ્ત્રીને મળવા સારૂ ચાલી નિકળ્યા વારિષેણુમુનિ એના મનનું પાપ સમજી ગયા અને તેને બચાવવા માટે પુષ્પડાલની સાથે સાથે ચાલી નિકળ્યા

ગુરૂ શિષ્ય બન્ને પોતાના શહેરમાં જઇ પહોંચ્યા વારિ-ષેણુની માતાના મનમાં શંકા ઉત્પન્ન થઈ કે મારો પુત્ર તો તપથી વિચલિત થઇને નથી આવ્યો ? આ શંકાની પરીક્ષા

લેવા સારૂ એણે એક લાકડાનું અને બીજું સોનાનું આસન બીછાવ્યું, પરંતુ વારિષેણજી લાકડાના આસન પર બેઠા તેથી માતાના મનમાં રહેલી શંકા દૂર થઇ ગઇ.

વારિષેણે માતાને પોતાની બત્રીસ રાણીઓને બોલાવવાની વાત કરી. બત્રીસ રાણીઓ જેમા સુંદર સુરબાળાઓ જેવી મહાન સુંદર હતી તે ત્યાં આવી અને મુનિઓને નમસ્કાર કર્યા વારિષેણજીએ પુષ્પડાલને કહ્યું કે તમે જે તુચ્છ સ્ત્રી, ધન સંપત્તિ પાછળ મુનિપદને તિલાંજલી આપવા ઇચ્છો છો એનાથી કેટલાયે ઘણું સારૂં આ રાજ્ય લ્યો. અને આ સંસારનું સુખ પ્રાપ્ત કરો.

વારિષેણ મુનિના વચન સાંભળીને પુષ્પડાલ શરમાઇ ગયા અને બોલ્યા, ભગવાન્! આપને ધન્ય છે કે જેઓએ આ દેવીઓ સમાન ૩૨ રાણીઓનો ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરી છે. આની સરખામણીમાં મારી કાણી સ્ત્રીનું સ્થાન શું હોઇ શકે? આ સાંભળી મુનિમહારાજ પ્રસન્ન થયા અને પુષ્પડાલને ફરીથી મુનિ માર્ગ પર સ્થિર કર્યા. છેવટમાં બંનેએઘોર તપસ્યા કરી અને આઠે કર્મોનો નાશ કરી મોક્ષ પ્રાપ્ત કર્યું.



(૨૪)

# મહામુનિ વિષ્ણુકુમારજી

## (વાત્સલ્ય અંગ)

ઉજ્જનના રાજા શ્રીવર્માને ત્યાં ચાર મંત્રીઓ હતા. બલિ. પ્રહ્લાદ, બૃહસ્પતિ અને નમુચિ. આ ચારે મંત્રીઓ

જૈન ધર્મને ફુટી આંખે પણ દેખવા માંગતા ન હતા. એક વખત દરેક શાસ્ત્રોના જાણકાર અકમ્પન આચાર્ય પોતાના ૭૦૦ મુનિઓની સાથે ત્યાં આવ્યા. આચાર્યશ્રીને જ્યારે મંત્રીઓની ખબર પડી ત્યારે બધા મુનિઓને કહી દીધું કે રાજા અગર મંત્રી જ્યારે પણ અહીંયા આવે ત્યારે બધા મુનિઓએ મૌનવ્રત ધારણ કરી લેવું અને કંઇ પણ બોલવું નહીં. થયું પણ એમજ. રાજા પોતાના મંત્રીઓની સાથે મુનિઓના દર્શન કરવા આવ્યા ત્યારે બધા મુનિઓ મૌન રહ્યા, અને રાજાએ કરેલા નમસ્કારનો જવાબ પણ ન મળ્યો. આથી મંત્રીઓએ ફાવે તેમ મુનિઓની નિંદા કરી પરંતુ રાજા શાંત રહ્યા.

મૌનવ્રતની વાતચીત નક્કી થતાં પહેલાં શ્રી શ્રુતસાગર નામના એક મુનિ નગર બહાર ચાલ્યા ગયા હતા. જ્યારે તે રસ્તામાં પાછા આવતા હતા, ત્યારે મંત્રીઓએ એમની સામે ઇશારાઓ કરતા કહ્યું કે આ એક બળદ આવી રહ્યો છે. આ ઉપરથી શ્રુતસાગરે રાજાની સામેજ મંત્રીઓ સાથે શાસ્ત્રાર્થ કર્યો અને બધી રીતે એમને હરાવી દીધા. આથી મંત્રીઓ વધારે ચીઢાયા. શ્રુતસાગર મુનિએ બધા સમાચાર આચાર્યશ્રીને કહ્યા ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે તમે આ સારૂં કર્યું નહીં. દુષ્ટો સાથે વાતચીત કરવામાં પણ પાપ લાગે છે. આનું પ્રાયશ્ચિત્ત કરવાને માટે જ્યાં શાસ્ત્રાર્થ થયો હતો ત્યાંજ ઉભા ઉભા રાત પસાર કરો અને શ્રુતસાગર મુનિએ તેમ કર્યું પણ ખરૂં.

ચારે મંત્રીઓએ મળીને રાત્રિના સમયે આ મુનિઓની હત્યા કરવાની ઈચ્છા કરી. ત્યારે રસ્તામાં શ્રુતસાગર મુનિ

ધ્યાન કરતા મળ્યા. મંત્રીઓએ આને મારવાને જ્યારે તરવાર ઉપાડી કે તરતજ વનદેવે તેને સહાયતા કરી અને મંત્રીઓની તરવાર મુનિની સામે સવાર સુધી થંભીજ ગઇ. જ્યારે રાજાને આ ખબર પડી કે તરતજ ચારે મંત્રીઓને પ્રાણદંડની સજા આપવા ઇચ્છા કરી, પરંતુ દયાળુ મુનિઓએ આ પ્રમાણે કરવા ન દીધું, ત્યારે રાજાએ મંત્રીઓને ગધેડા પર બેસાડી દેશનિકાલ કર્યા.

ઉજ્જયિનીથી દેશનિકાલ કરેલા મંત્રીઓ હસ્તિનાપુર ગયા. ત્યાંના વયોવૃદ્ધ મહારાજ મહાપદ્મે પોતાના નાના પુત્ર વિષ્ણુકુમાર સાથે દીક્ષા લઇ લીધી હતી. અને તેથી રાજ્યનો બધો કારભાર મોટા પુત્ર પદ્મકુમાર સંભાળતા હતા.

કુમ્ભપુરના રાજા સિંહબાહુએ પદ્મરાજને હેરાન કરી નાંખ્યો હતો. આથી પદ્મરાજ હંમેશા દુઃખી રહેતા હતા. એટલામાં આ ચારે મંત્રી પદ્મરાજની પાસે જઇ પહોંચ્યા અને તેમને મદદ કરી અને સિંહબાહુને કેદ કરી લાવ્યા. આથી પદ્મરાજને સંતોષનો પાર રહ્યો નહીં. અને મંત્રીઓ પર ખુશ થઇ ગયા. તથા એકને મંત્રી બનાવી દીધો અને બીજા ત્રણને નોકરીમાં રાખી લીધા. આટલુંજ નહીં પણ પદ્મરાજે ખુશ થઇને ઇનામ માંગવા પણ કહ્યું. ત્યારે મંત્રીઓએ કહ્યું કે કોઇ વખત સમય આવવાથી ઇનામ માંગી લઇશું. રાજાએ આ સ્વીકાર કર્યું.

પછી કેટલાક દિવસો બાદ અકમ્પનાચાર્ય મુનિ પોતાના ૭૦૦ મુનિઓ સહિત હસ્તિનાપુર આવ્યા. મંત્રીઓને બદલો લેવાનો આ સરસ વખત હતો. એટલે રાજા પાસે ઇનામ

માંગતા સાત દિવસનું રાજ્ય કરવાનું બળીએ માંગ્યું રાજા નિરૂપાય હતા, તેથી તેમણે તે મંજુર કર્યું.

હવે શું જોઇતું હતું? બળી વગેરે દુષ્ટ મંત્રીઓએ રાજા બનીને અનેક ઉત્પાત કર્યા. જ્યાં અકમ્પનાચાર્ય મુનિનું રહેઠાણુ હતું ત્યાં નરમેધ યજ્ઞ થવા લાગ્યો. પશુ પક્ષિઓ અને મનુષ્યો વિગેરેનો હોમ થવા લાગ્યો. મુનિરાજ આ ઉપસર્ગ સમજીને ધ્યાન કરવા લાગ્યા. અને ઉપદ્રવ શાન્ત થાય ત્યાંસુધી અન્નપાણીનો ત્યાગ કરી દીધો. આથી ચારે તરફ હાહાકાર મચી ગયો.

આ વખતે મિથિલાપુરીના એક વનમાં સાગરચન્દ્ર નામના મુનિ તપસ્યા કરી રહ્યા હતા. તેમને અવધિજ્ઞાનથી મુનિઓ પર થએલા ઉપસર્ગની ખબર પડી અને તેથી પુષ્પદન્ત ક્ષુલ્લકને ધરણીભૂષણ પર્વત પર તપસ્યા કરી રહેલા વિષ્ણુકુમાર મુનિની પાસે આ સંદેશો લઇને મોકલ્યા કે—આપને વિક્રિયાઋદ્ધિ પ્રાપ્ત થઈ હોવાથી એના બળથી અકમ્પન આદિ ૭૦૦ મુનિઓ પર થવાવાળા અત્યાચાર (ઉપસર્ગ) ને આપે દૂર કરવા જોઇએ.

વિષ્ણુકુમાર મુનિ એકદમ હસ્તિનાપુર પહોંચ્યા અને પોતાના મોટાભાઇ પદ્મરાજને ધમકાવ્યા, પરંતુ એમની લાચારી જોઇને વામન (નાના બ્રાહ્મણ) નું રૂપ ધારણ કરીને સાત દિવસને માટે રાજા થયેલ બળિરાજા પાસે પહોંચ્યા. બળિએ પૂછયું—શું માંગો છો? વામન રૂપ એવા મુનિએ કહ્યું કે ફક્ત ત્રણ ડગલાં જમીન. બળીએ જ્યારે હા કહી ત્યારે મુનિએ પોતાની વિક્રિયા-ઋદ્ધિથી પોતાનું એવું રૂપ વધાર્યું કે એક પગલું મેરૂ પર્વત પર, બીજું પગલું

માનુષોતર પર્વત પર અને ત્રીજું પગલું દુષ્ટ બળી પર મુકયું, જેના વજનથી બળી ખળભળી ઉઠયો. ચારે બાજુ ગડગડ થઇ ઉઠી. સુર, અસુર, સ્ત્રી, પુરૂષ બધા ત્યાં આવી પહોંચ્યા. જ્યારે દેવોએ પ્રાર્થના કરી ત્યારે વિષ્ણુ-કુમાર મુનિએ પોતાનો પગ ઉપાડયો અને પોતાનું ખરૂં રૂપ ધારણ કર્યું. આ રીતે વિષ્ણુકુમારમુનિએ નરમેધ યજ્ઞ બંધ કરાવ્યો અને મુનિઓને મૃત્યુના મુખમાંથી બચાવ્યા

નગરના શ્રાવકોએ મુનિઓની સેવા તથા ભકિત કરીને શુદ્ધ અને મિષ્ટ આહાર આપ્યો અને આ સમય (શ્રાવણ સુદ ૧૫) થી 'રક્ષાબંધન' પર્વ મનાવા લાગ્યો. બળી વિગેરે દુષ્ટ મંત્રિઓએ પોતાનાં કરેલાં કાર્યો પર દુઃખ જાહેર કર્યું. અને અકમ્પનાચાર્યની પાસે શ્રાવકનાં ૧૨ વ્રત લીધાં. અને મહામુનિ વિષ્ણુકુમાર ફરીથી ઘોર તપસ્યા કરવા લાગ્યા.



(૨૫)

# વજ્રકુમારનો ધર્મ-પ્રેમ.

## (પ્રભાવના અંગ)

હસ્તિનાપુરની પાસે એક આંબાનું ઉપવન હતું, તેમાં સુમિત્ર નામના મુનિરાજ પોતાના શિષ્ય સોમદત્ત સાથે તપસ્યા કરતા હતા. એક દિવસ દિવાકર દેવ નામના વિદ્યાધર આ મુનિની વંદના કરવા ત્યાં આવ્યા, ત્યારે આ મુનિઓ પાસે એક નાનું બાળક પડેલું હતું તે જોયું. ત્યારે

વિદ્યાધરે વિચાર્યું કે આ મુનિઓ પાસે આ અનાથ બાળકને જોઇને પોતાનું નશીબ ખુલ્યું એમ માની બાળકને લઈ પોતાને ઘેર ચાલ્યા ગયા. વિદ્યાધરને એક પણ પુત્ર નહતો તેથી બાળકને પોતાનોજ પુત્ર સમજવા લાગ્યા. એનું નામ વજ્રકુમાર રાખ્યું અને પુત્રની માફક એનું લાલન પાલન કર્યું. વજ્ર-કુમારે ખુબ અભ્યાસ કર્યો અને પોતાના નામનો ડંકો વાગવા લાગ્યો. અત્યાર સુધી દિવાકરને પણ એક છોકરો ઉત્પન્ન થયેલો, આથી સ્ત્રિયોના સ્વભાવ પ્રમાણે પોતાને પુત્ર ઉત્પન્ન થવાથી દિવાકરની સ્ત્રી વજ્રકુમાર પ્રત્યે ઇર્ષ્યા કરવા લાગી.

પછી એક દિવસ વજ્રકુમાર હેમન્ત પર્વત પર પહોંચ્યા, ત્યાં ગરુડવેગ અને અંગવતીની પુત્રી પવનવેગા પ્રજ્ઞપ્તિ (પવનને કબ્જે લેવાની વિદ્યા) સિદ્ધ કરી રહી હતી. પરંતુ પવનની લહેરો સાથે એક કાંટો ઉડયો અને પવનવેગાની આંખમાં પડયો. તે કાંટાની વેદનાથી પવનવેગાનું ધ્યાન સ્થિર રહી શકયું નહીં. અને પજ્ઞપ્તિવિદ્યાની પ્રાપ્તિ થઈ શકી નહી. વજ્રકુમારે જોતાની સાથે સાવધાનીથી તે કાંટાને કાઢી લીધો. કાંટો નિકળતાંજ પવનવેગાને સિદ્ધિ મળી ગઇ અને છેવટે વજ્ર-કુમારની સાથેજ એનો વિવાહ પણ થઇ ગયો.

વજ્રકુમાર સાથે દિવાકરની પત્ની ઇર્ષા કરવા લાગી હતી. એક દિવસ એણે કહ્યું—વજ્રકુમાર! તું કયાં ઉત્પન્ન થયો અને કયાં મોટો થયો? વજ્રકુમારને અત્યાર સુધી ખબર ન હતી કે એના માબાપ કોઈ બીજાજ છે. તે તો આ વિદ્યાધરને પોતાના પિતા તરીકે અને એની સ્ત્રીને માતા તરીકે સમજતા હતા. પરંતુ ઉપલા શબ્દ એને એવા

ખટક્યા કે વિદ્યાધરને પોતાના ખરા માબાપનું ઠેકાણું પૂછીજ લીધું તેથી ખબર પડી કે એના પિતાનું નામ સોમદત્ત છે જે આજકાલ સુમિત્ર મુનિની સાથે તપસ્યા કરી રહ્યા છે ને માતાનું નામ યજ્ઞદત્તા છે. સોમદત્ત પોતાના બુદ્ધિબળથી દુર્મુખના મંત્રી હતા. હવે એક દિવસ જ્યારે તે પોતાની પત્નીની ઈચ્છા પૂર્ણ કરવાની ઈચ્છાથી બગીચામાં કેરી તોડવા ગયા, ત્યારે સુમિત્રમુનિનો ઉપદેશ સાંભળીને જાતે દીક્ષા લઈને મુનિ થઈ ગયા. આથી એની ગર્ભવતી પત્નીને બહુ ક્રોધ આવ્યો. અને પુત્ર થતાની સાથે તે બાળકને મુનિની પાસે મૂકી આવી તે આ પુત્ર વજ્રકુમાર હતા. આ કથા સાંભળીને વજ્રકુમારનું મન પણ સંસારથી વિરકત થઈ ગયું અને એ પણ જંગલમાં જઈ એક દિગમ્બર સાધુની સાથે તપસ્યા કરવા લાગ્યા.

એક વખત વિહાર કરતી વખતે વજ્રકુમાર મુનિ મથુરામાં પહોંચ્યા. ત્યાંના રાજા પૂતગંધની પટરાણી બુદ્ધદાસી હતી. તે બૌદ્ધ ધર્મ માનતી હતી. તે બહુ સુંદર હતી તેથી રાજા એની સર્વે વાતો માનતા હતા. બીજી રાણી ઉર્વિલા હતી જે સમ્યગ્દર્શન સહિત જૈન ધર્મમાં તલ્લીન હતી. એક દિવસ ઉર્વિલા રાણીએ જિનેન્દ્રદેવની રથયાત્રા કાઢી પરંતુ પટરાણીથી આ સહન થયું નહી. કારણ કે તે બૌદ્ધ ધર્મ માનતી હતી, તેથી રાજાને કહીને બુદ્ધદેવનો રથ આગળ અને જિનેન્દ્રદેવનો રથ પાછળ કઢાવ્યો આથી રાણી ઉર્વિલાને બહુ દુ:ખ થયું. હવે ઉર્વિલા પોતાનું આ દુ:ખ સંભળાવવા વજ્રમુનિ પાસે ગઈ. આ વખતે અનેક વિદ્યાધર મુનિના દર્શન કરવા આવેલા હતા. વજ્ર-

કુમાર મુનિએ પોતાના ધર્મ પ્રેમનો પરિચય આપતા વિદ્યાધરોને રાણીની ઇચ્છાનુસાર જિનેન્દ્રદેવનો રથ આગળ કાઢવા માટે મદદ કરવાનો આદેશ આપ્યો. વિદ્યાધરોએ રાજાને સમજાવ્યા અને જિનેન્દ્રભગવાનનો રથ આગળ કઢાવ્યો. આ જોઈ બુદ્ધદાસી, રાણી વિગેરે જે જૈન ધર્મમાં અત્યાર સુધી વિશ્વાસ નહીં કરતા હતા, તે હૃદયથી વિશ્વાસ કરવા લાગ્યા, અને જૈન ધર્મને ગ્રહણ કર્યો.



(૨૬)

# યમપાલ ચાંડાલનું અહિંસાણુવ્રત.

## ( અહિંસાણુવ્રત )

જેને આપણે નીચ કહીએ છીએ, ચાંડાલ સમજીએ છીએ તે બધા પાપી નથી હોતા. એમાં પણ કોઇ કોઈ એવા હોય છે જેને માટે આ કહેવત લાગુ પડે છે. કે કોયલાની ખાણમાં હીરા પણ હોય છે. યમપાલ ચાંડાલ એવોજ રત્ન હતો

સુરમ્ય દેશમાં પોદનપુર નગરની વાત છે. એના રાજા મહાબળ બહુ ધર્માત્મા હતા પરંતુ એનો પુત્ર બળ બહુ માંસાહારી અને દૂરાચારી હતો. એકવાર અષ્ટાહ્નિકા પર્વમાં રાજાએ જીવહિંસા કરવાની મનાઇ કરી, પરંતુ બળે એની ચિંતા ન કરતાં રાજાના મેંઢાને મારી નાખ્યો. રાજાને જ્યારે

આ વાતની ખબર પડી ત્યારે તેણે બળને ફાંસીની સજા કરવા સૂચના આપી.

ફાંસી આપવાને માટે ચૌદસના દિવસે યમપાલ નામક ચાંડાલને બોલાવ્યો, યમપાલે એક મુનિની પાસે ચૌદસના દિવસે જીવ-વધ નહીં કરવો એવી પ્રતિજ્ઞા લીધી હતી. પરંતુ તે આજે તૂટવાની હતી, તેથી ચાંડાલે પોતાની પત્નીને કહી દીધું કે જ્યારે પણ રાજાના સિપાઇઓ મને બોલાવવા આવે ત્યારે તારે કહી દેવું કે હું ઘરમાં નથી. સિપાઈઓ આવ્યા ત્યારે તેની પત્નીએ એવી રીતે કહ્યું, તેથી સિપાઇ-ઓએ કહ્યું કે યમપાલ બહુ અભાગીઓ છે. આજે રાજપુત્રને ફાંસી આપતે તો એને સારા કીમતી કપડાં અને જવાહિ-રાત મળતે યમપાલની સ્ત્રીએ આ સાંભળતાં લાલચમાં આવી જતાં ઇશારાથી બતાવ્યું કે ચાડાંલ ઘરમાંજ છે.

સિપાઇઓ ચાંડાલ યમપાલને પકડીને રાજા પાસે લઈ ગયા. રાજાએ ક્રોધમાં આવીને બળ અને યમપાલ બંનેને મગરમચ્છોથી ભરેલા તળાવમાં ફેંકાવી દીધા. પાપી બળને મગર તરત ખાઇ ગયો, પરંતુ યમપાલ તદન બચી ગયો અને જલદેવે તળાવમાંજ તેને સોનાના સિંહાસન પર બેસાડયા અને તેની પૂજા કરી. ચૌદસના દિવસે હિંસા ન કરવાની પ્રતિજ્ઞાના આ ચમત્કારનું ફળ જોઇ રાજાએ પોતાના કરેલા પાપપર પશ્ચાત્તાપ કર્યો અને ચાંડાલનું સન્માન કર્યું.



(૨૭)

# સત્યવાદી ધનદેવ.

## ( સત્યાણુવ્રત )

વિદેહ દેશમાં પુંડરીક નગરી છે એમાં ધનદેવ અને જિનદેવ નામના બે શેઠ રહેતા હતા. ધનદેવ હંમેશા સાચું બોલતા હતા પરંતુ જિનદેવ કોઇ દિવસ સત્ય બોલતા નહીં, તેમ છતાં બંનેમાં બાળપણથી દોસ્તી હતી.

એક વખત બંને મિત્રો વ્યાપાર કરવા ઘરમાંથી બહાર ગયા. બંનેના વચ્ચે શર્ત નક્કી થઇ કે જે કંઈ પણ લાભ થાય તેને અડધો અડધો વેંચી લેવો. જ્યારે બંને ઘેર પાછા આવ્યા ત્યારે જિનદેવે ધનદેવને જૂઠો બનાવ્યો. એટલે એમ કહ્યું કે મેં અડધો લાભ આપવાની વાત કરીજ નથી. તમારી મહેનત બદલે થોડું ઘણું મહેનતાણું જરૂરથી આપી શકું છું.

છેવટે આ ઝઘડો રાજા પાસે પહોંચ્યો. રાજાએ સત્ય શોધી કાઢવા માટે ધનદેવ અને જિનદેવ બંનેના હાથોમાં સળગતો દેવતા મૂકયો જિનદેવના હાથ બળવા લાગ્યા અને ગભરાઈને દેવતા જમીન પર નાંખી દીધા, પરંતુ સત્યવાદી ધનદેવ હસતાં હસતાં પોતાના હાથ પર દેવતા રાખી રહ્યા. આ જોઇ રાજા તથા પ્રજાએ સમજી લીધું કે જિનદેવ જૂઠો અને ધનદેવ સાચો છે. કહેવત છે કે "સાચાના બોલ બોલા અને જૂઠાનું મોં કાળું" રાજાએ બધો લાભ ધનદેવને અપાવી દીધો અને જિનદેવ હાથ મસળતો રહી ગયો.

એજ દિવસથી ધનદેવની સત્યતાની બધા લોકો પ્રશંસા કરવા લાગ્યા. સંસારમાં સદા સત્ય બોલવાથી દરેક જગ્યાએ જીત થાય છે.

(૨૭)

# વારિષેણકુમારનો વૈરાગ્ય.

## (અચૌર્યાણુવ્રત)

બિહારના રાજગૃહ નગરમાં રાજા શ્રેણિક રાજ્ય કરતા. હતા. એમના પુત્રોમાંથી એકનું નામ વારિષેણકુમાર હતું. તે બહુ ધર્માત્મા હતા. આઠેમ અને ચૌદશનાં વ્રતો તેઓ સારી ભક્તિથી કરતા હતા.

એક રાત્રિએ વારિષેણકુમાર જ્યારે શ્મશાનમાં સામાયિક કરી રહ્યા હતા ત્યારે એક ચોર રાજમહેલમાંથી હારની ચોરી કરીને ન્હાસતો ન્હાસતો એમની પાસેથી પસાર થયો. રાજાના સિપાઈઓ ચોરની પાછળ હતા તેથી ચોર તે હારને વારિષેણની સામે ફેંકીને ન્હાસી ગયો. સિપાઇઓએ જ્યારે હાર વારિષેણની નજીક જોયો ત્યારે સિપાઇઓ સમજ્યા કે આજ ચોર છે. જ્યારે આ વાતની ખબર રાજાને પડી ત્યારે પોતાના જ પુત્ર વારિષેણનું માથું કાપી નાંખવાની આજ્ઞા આપી

ચાંડાલે જ્યારે ચકચકતી તરવારથી વારિષેણના ગળામાં ઘા કર્યો ત્યારે તે તરવાર ફુલોની માળા બની ગઈ. વારિષેણ આ સમયે પણ ધ્યાનમાં લીન હતા. રાજાએ જ્યારે આ જોયું ત્યારે તે પણ આશ્ચર્ય થયા કે વારિષેણને લોભ તો નામ માત્ર પણ નથી તેમ નથી એને જીંદગીનો લોભ કે નથી ધનનો લોભ! આથી રાજા પોતાની ભૂલ પર બહુ પસ્તાયા અને વારિષેણ પાસે ક્ષમા માંગી. વારિષેણે બધાને

ક્ષમા આપી પરંતુ સંસારમાંથી પોતાનું મન વિરકત થઇ ગયું. આ ઘટનાએ તેમની રગરગમાં સંસાર પ્રત્યે વૈરાગ્ય ભરી દીધો અને તે ઘોર તપ કરવા લાગ્યા. છેવટે વારિષેણે આઠે કર્મોનો નાશ કર્યો અને સિદ્ધ પદને પ્રાપ્ત કર્યું.

(૨૮)

# નીલીબાઈ.

## ( બ્રહ્મચર્યાણુવ્રત )

લાટ દેશમાં ભૃગુકચ્છ (ભરૂચ) નામનું એક નગર હતું. તેમાં જિનદત્ત નામના એક જૈન શેઠ રહેતા હતા. તેમની પુત્રીનું નામ નીલી હતું. તે દેવ–બાલાઓ જેવી સુંદર રૂપવાળી હતી. આજ નગરમાં સમુદ્રદત્ત નામના એક શેઠ પણ રહેતા હતા, જેના પુત્રનું નામ સાગરદત્ત હતું તે બૌદ્ધ ધર્મને માનતા હતા.

સમુદ્રદત્તે એક દિવસ જ્યારે નીલીને જોઈ તો તેની સુંદરતા જોઇ નવાઈ પામી ગયા. તેઓ નીલીની સાથેજ પોતાનો વિવાહ કરવા ઇચ્છતા હતા. પરંતુ આ હતા બૌદ્ધ ધર્મમાં માનવાવાળા અને નીલી હતી જૈન એટલે આ વિવાહ કેવી રીતે થઇ શકતો હતો ? સમુદ્રદત્તે આનો ઉપાય શોધ્યો અને પોતે જૈન ધર્મને માનવા લાગ્યા પરંતુ આ બધી દેખાવની (ઉપલકીયા) વાત હતી. જ્યારે નીલીના પિતાને લાગ્યું કે સાગરદત્ત જૈન થઇ ગયા છે ત્યારે તેણે આનંદથી નીલીનો વિવાહ સાગરદત્ત સાથે કરી દીધો પરંતુ

પોતાનો સ્વાર્થ પૂર્ણ થતાંની સાથેજ સાગરદત્ત ફરીથી બૌદ્ધ ધર્મમાં માનવા લાગ્યા. આ જુઠ્ઠી વાતનો ભેદભાવ પણ જલ્દીથી ખુલી ગયો. આ જાણી નીલીને અને તેના પિતાને બહુ દુઃખ થયું, પરંતુ નીલીએ બૌદ્ધ ધર્મ કદાપિ સ્વીકાર કર્યો નહીં. તે તો જૈનજ રહી.

પછી એક દિવસ સાગરદત્તે બૌદ્ધ સાધુઓને પોતાના ઘેર આમંત્રણ કર્યું અને વિચાર કર્યો કે આ સાધુઓના ઉપદેશથી નીલી બૌદ્ધધર્મ અંગીકાર કરી લેશે. પરંતુ આ કદિ થવાનું ન હતું તેમ થયું પણ ન હતું. તેમ છતાં આ નિમંત્રણ વખતે એવી એક ઘટના બની જેથી નીલીના ધર્મ-પ્રેમ અને શીલવ્રતની સખ્ત તપાસ થઇ. ગઇ તે વખતે થયું એવું કે જ્યારે બૌદ્ધ સાધુઓની રસોઇ નીલીને બનાવવાનું સોંપવામાં આવ્યું ત્યારે એણે સાધુઓના એક જોડાને દળાવીને ખીરમાં પકવી દીધો અને સાધુઓને તે ખીર ખવડાવી દીધી. ખીર ખાઇને જ્યારે સાધુઓ જવા લાગ્યા ત્યારે એક સાધુનો એક જોડો ગુમ થયેલો હતો તે જોડાની બહુ તપાસ કરાવી પરંતુ કંઇ પત્તો લાગ્યો નહીં ત્યારે છેવટે નીલીને પૂછવામાં આવ્યું તો એણે સાધુઓને કહ્યું-મેં સાંભળ્યું હતું કે બૌદ્ધ સાધુ બધુંજ જાણવાવાળા હોય છે. પરંતુ તે એટલું પણ જાણતા નથી કે એમના પેટમાં શું ગયું છે?

આ સાંભળીને સાધુ અચંબો પામ્યા. પછી એક સાધુએ ઉલ્ટી કરીને નીલીએ કહેલી વાતની પરીક્ષા કરી તો ખરેખર ખીરની સાથે જોડાનો દળેલો ભૂકો નીકળ્યો. આથી

નીલી પર તેના સાસુ, સસરા, પતિ અને નણંદ બધા ક્રોધે ભરાયા. નણંદે તો એની ઉપર કુશીલ હોવાનું જુઠું કલંક લગાવી દીધું. આથી નીલીને ઘણું દુઃખ થયું.

નીલીએ જૈન મંદિરમાં જઈને ભગવાનની પ્રાર્થના કરી કે આ જુઠું કલંક ધોવાઈ ન જાય ત્યાંસુધી આમરણ ઉપવાસ કરીશ. આથી નગરદેવે રાતના નીલીને સહાયતા પહોંચાડવાનું વચન આપ્યું અને નગરદેવે આખા શહેરના દરવાજા બંધ કરીને રાજાને સ્વપ્ન આપ્યું કે આ દરવાજા માત્ર તેજ સ્ત્રીના પગના અંગુઠાથી ખુલશે કે જે સતી હશે.

આખા શહેરમાં દરવાજા બંધ થઈ જવાથી અશાંતિ ફેલાઇ ગઇ. રાજાએ પોતાના સ્વપ્નનો વિચાર કરીને તમામ સ્ત્રીઓને બોલાવી પરંતુ કોઈનાથી દરવાજા ખુલ્યા નહીં ત્યારે છેવટે નીલીને જૈન મંદિરમાંથી બોલાવી તો તેના પગના અંગૂઠાથી દરવાજાઓ ખુલી ગયા. આથી નીલીના શીલવ્રતની પરીક્ષા પણ થઇ ગઇ અને સાથે સાથે તેનું નામ પણ અમર થઇ ગયું.



(૨૯)

# જયકુમારનો સંયમ

## (પરિગ્રહપ્રમાણ અણુવ્રત)

હસ્તિનાપુરના રાજા સોમપ્રભનો રાજકુમાર નામે જય બહુ સંયમી અને સંતોષી હતો એક દિવસ જયકુમાર પોતાની પત્ની સુલોચના સાથે અગાસીમાં જ્યારે બેઠો હતો

ત્યારે એક વિદ્યાધરને આકાશમાં ઉડતા જોઇને પોતાના પૂર્વ જન્મની વિદ્યાઓ યાદ આવી. આ પછી જ્યારે આ વિદ્યાઓની સિદ્ધિ થઇ ગઇ ત્યારે તે કૈલાસ પર્વતપર ભરત ચક્રવર્તિના બનાવેલા જૈન મંદિરોનાં દર્શન કરવા પહોંચ્યા

આ વખતે સૌધર્મ સ્વર્ગમાં જ્યારે ઇન્દ્રે જયકુમારના સંયમનાં બખાણ કર્યાં ત્યારે રતિપ્રભ દેવને એની પરીક્ષા લેવાની ઇચ્છા થઈ. રતિપ્રભ એક સુંદર સ્ત્રીનું રૂપ ધારણ કરી સાથે બીજી ચાર કન્યાઓને લઈને જયકુમાર પાસે પહોંચ્યા આ બનાવટી સ્ત્રીએ કહ્યું કે હું નાભિ વિદ્યાધરની પત્ની છું હું હ્રદયથી આપને ચાહું છું. તમે મને દાસી બનાવીને આ બધી વિદ્યાઓ અને અપાર ધનના સ્વામી બની શકો છો આથી જયકુમારે નમ્રતાથી જવાબ આપ્યો કે પોતાની પત્ની સિવાય બીજી કોઇ પણ સ્ત્રી મારી માતાની સમાન મને પૂજ્ય છે હું તમારી ઇચ્છાને પૂરી કરવી એ મહાન પાપ સમજું છું. આથી આ બનાવટી સ્ત્રીએ જાદુથી નાચવાનું ગાવાનું શરૂ કર્યું, પરંતુ સંયમી જયકુમાર પોતાના સંયમથી જરા પણ ડગ્યા નહીં. આ જોઇને દેવે પોતાનું અસલી રૂપ દેખાડયું અને જયકુમારની ઘણી પ્રશંસા કરતાં કહ્યું કે હું તમારી પરિગ્રહપરિમાણ વ્રતની પરીક્ષા લેવા આવ્યો હતો. તમે ખરેખર જયકુમારજ છો. જયકુમાર જેવા વીરલા સંયમી ભાગ્યેજ હોય છે.



(૩૦)

# ધનશ્રીની દુષ્ટતા.

## (હિંસા પાપ)

ઘણા દિવસની વાત છે. એક ધનપાળ શેઠ હતા. તેમની પત્નીનું નામ ધનશ્રી હતું. પહેલાં એમને કંઇ સંતાન ન હતું. ત્યારે તેમણે કુંડલા નામના એક છોકરાને પોતાનો પુત્ર સમજીને રાખી લીધો. ને પાછળથી તેમને એક છોકરો નામે ગુણપાળ અને છોકરી સુંદરી પણ થઇ.

ધનશ્રી ઘણી દુષ્ટ સ્ત્રી હતી. શેઠ ધનપાલ જ્યારે મરી ગયા ત્યારે તેણે કુંડલાને પોતાનો પતિ બનાવી લીધો. ગુણપાળને આ સારૂં ન લાગ્યું, પરંતુ તે માતાને શું કહી શકે?

ધનશ્રીને પણ આ ખબર પડી કે ગુણપાળ એના પાપ કર્મથી ચીઢાય છે. તેથી ગુણપાળને મારી નાંખવાની એક યુક્તિ શોધી. એક રાત્રે કુંડલાને એણે કહ્યું કે કાલે હું ગુણ-પાળને ગાયો ચરાવવા જંગલમાં મોકલીશ એટલે તમે પાછ-ળથી જઇને તેને મારી નાખશો. આ વાત સુંદરીએ સાંભળી લીધી અને પોતાના ભાઇ ગુણપાળને કહી દીધી

માતાના કહેવાથી સવારે ગુણપાળ ગાયો ચરાવવા જંગલમાં ચાલ્યો ગયો, પરંતુ સાથે એક તલવાર પણ લઇ ગયો. જંગલમાં પહોંચીને તેણે એક કાપેલા વૃક્ષને પોતાનાં કપડાં પહેરાવી દીધાં અને ત્યાં સંતાઇને બેસી ગયો. કુંડલા જંગલમાં પહોંચીને કાપેલા ઝાડનેજ ગુણપાળ સમજીને

તે ઉપર તરવારનો ઘા કર્યો, પરંતુ આ વચ્ચે ગુણપાળે તેનું માથું અને ધડ જુદું કરી નાંખ્યું.

ઘેર આવ્યા પછી ધનશ્રીએ પૂછયું-કુંડલા કયાં છે? ગુણપાળે લોહીથી ખરડાયેલી તરવાર બતાવી અને કહ્યું-આ તરવારને પૂછી લો. ધનશ્રી બધું સમજી ગઇ અને ક્રોધમાં આવીને તેજ તરવારથી ગુણપાળને મારી નાંખ્યો.

રાજાને જ્યારે આ હત્યાની ખબર પડી તો એ હત્યારી ધનશ્રીને સિપાઇઓને કહીને મરાવી નાંખી. ધનશ્રીને પોતાની દુષ્ટતા અને પાપનું ફળ મળી ગયું !



## (૩૧)

# સત્યઘોષની દગાબાજી.

## ( જૂઠ પાપ )

સિંહપુરના રાજા સિંહસેનના પુરોહિત( બ્રાહ્મણ )નું નામ હતું શ્રીભૂતિ. તે પોતાની જનોઇમાં એક છરી લટકાવી રાખતો અને બધાને કહેતો કે આ છરી હું એટલા માટે લટકાવી રાખુ છું કે કોઇ દિવસ ભૂલથી જૂઠું બોલી જાઉં તો એનાથી મારી જીભ કાપી લઇશ, આથી ધીરે ધીરે એવું થયું કે રાજાથી માંડીને ગરીબ સુધી બધા આ પુરોહિતને ‘સત્યઘોષ’ કહેવા લાગ્યા, પરંતુ સત્ય વાત બીજીજ હતી. સત્યઘોષ બહુ દગાબાજ અને જૂઠો હતો. જે સાચા હોય તે પોતાની સત્યતાની આવી રીતે ઢોલ વગાડતા નથી.

બધા લોકો સત્યઘોષને સત્યવાદી સમજવા લાગ્યા તેથી જ્યારે કોઇ પણ કહીં બહારગામ જતા ત્યારે પોતાનો માલ ખજાનો એની પાસે મૂકીને જતા હતા અને તે પોતાની ઢોંગી નીતિથી બધાને દગો કરતો હતો. કોઇનો માલ અડધો પાછો આપતો અગર કોઇનો બધોજ માલ સ્વાહા કરી જતો.

પછી એક વખત સમુદ્રદત્ત નામનો વ્યાપારી સત્ય-ઘોષની પાસે હીરાના પાંચ હાર થાપણ મુકીને વ્યાપાર માટે બહારગામ ગયો. દુર્ભાગ્યથી સમુદ્રમાં એનું વહાણ ડુબી ગયું અને તે ભિખારી થઇ ગયો સત્યઘોષની પાસે જ્યારે તે બીચારો પાંચ હાર માંગવા માટે આવ્યો ત્યારે તેણે દગાબાજી કરી અને કહ્યું કે આ ભિખારીને હું જાણતો પણ નથી કે તે કોણ છે? તે છતાં ભિખારી પાસે પાંચ હાર કયાંથી હોઈ શકે? સત્યઘોષ ઉપર રાજા અને બીજા લોકો વિશ્વાસ કરતા હતા તેથી બધાએ સમુદ્રદત્તને ધમકી આપી જૂઠો છે એમ કહી દીધું! આથી સમુદ્રદત્તને ઘણું દુઃખ થયું અને તે છેવટે ગાંડો થઈ ગયો

ગાંડો થઇને તે રાતદિવસ એવું બકતો કે મારા હીરાના પાંચ હાર સત્યઘોષે લઈ લીધા પછી એક રાત્રે રાજ્ય મહેલની નીચે બેસીને જ્યારે આ ભિખારી એજ પ્રમાણે બકવાટ કરતો હતો ત્યારે રાણીએ રાજાને કહ્યું કે આ માણુસ ગાંડો નથી કેમકે તે એકજ વાત વારવાર કહ્યા કરે છે. સંભવ છે કે એને સત્યઘોષે દગો દીધો હોય આથી રાજાએ રાણીને સત્યઘોષની તપાસ કરવા કહ્યું.

પછી રાણીએ એક દિવસ ચતુરાઈથી સત્યઘોષને પોતાના મહેલમાં બોલાવ્યો. અને તેની સાથે જુગાર રમવા લાગી.

સત્યઘોષ જુગારમાં પોતાની જનોઇ જેમાં છરી બાંધેલી રહેતી હતી તે અને એક વીંટી હારી ગયો. રાણીએ પોતાની દાસીને આ બન્ને વસ્તુઓ લઇને સત્યઘોષની સ્ત્રી પાસે મોકલી અને તેને એમ કહેવાનું કહ્યું કે સત્યઘોષે આ બે વસ્તુઓ નીશાની તરીકે આપી છે કે જેથી તમને વિશ્વાસ બંધાય કે એમણેજ મને મોકલી છે અને પેલા ગાંડાના પાંચ હારો મંગાવ્યા છે. સત્યઘોષની સ્ત્રીએ આ બન્ને વસ્તુઓ જોઇને વિશ્વાસ કરી લીધો અને પાંચે હારો કાઢીને આપી દીધા. આ પાંચે હાર લઇને દાસી રાજાની પાસે આવી અને સત્યઘોષની સામે તે હાર મૂકી દીધા.

સત્યઘોષે જૂઠું બોલવાનો વિચાર કર્યો કે આ હાર મારે ત્યાં હતાજ નહીં, પરંતુ સત્ય વાત સત્ય અને જૂઠું તે જૂઠું થાય છે. રાજાએ ગાંડાને બોલાવ્યો અને બીજા હારોમાં તેના હાર મેળવીને મૂકી દીધા તથા તેમાંથી તેના હાર ઓળખીને જૂદા કાઢવા માટે કહ્યું. ગાંડાએ પોતાના પાંચ હાર ઉઠાવી લીધા. આથી સત્યઘોષની દગાબાજી માટે તેને રાજાએ ત્રણ શિક્ષા કરી—

પ્રથમ એ કે એને પહેલવાનના ૩૨ મુક્કા મારવા, બીજું એ કે ત્રણ થાળી છાણ (ગોબર) ખવડાવવું અને ત્રીજું એ કે એનું બધુંજ ધન છીનવી લેવું. સત્યઘોષ આ ત્રણે દંડ ભોગવીને મરી ગયો. દગાબાજીનું ફળ આવુંજ હોય છે.

(ચોરીની કથા પ્રથમ અપાઈ ગઈ છે.)



(૩૨)

# યમદંડ કોતવાલનું પાપ.

## ( કુશીલ પાપ )

નાસિકના રાજા કનકરથના કોતવાલનું નામ યમદંડ હતું. એની માતા વસુન્ધરા નાની વયમાં વિધવા થઈ હતી. અને ખરાબ સંગતમાં પડવાથી ઘણું પાપ કરવા લાગી હતી.

રાત્રે જ્યારે યમદંડ શહેરમાં પહેરો ભરવા જતો ત્યારે વસુન્ધરા પોતાની વહુના કપડા દાગીના પહેરીને પોતાના મિત્રો પાસે જતી અને પાપ કમાતી હતી. એક રાત્રે અંધારામાં યમદંડે જોયું કે એક શણગાર સજેલી સ્ત્રી કોઈના ઘેર જઈ રહી છે. તે પણ તે સ્ત્રીની પાછળ પાછળ ગયો અને તેને પાપ કરતાં જોઇ લીધી, પરંતુ અંધારૂં હોવાથી વસુંધરા ઓળખી શકી નહીં કે આ મારો પુત્ર યમદંડ છે. અને યમદંડ પણ ઓળખી શકયો નહીં કે આ મારી મા છે વસુન્ધરાએ એટલું તો જાણ્યું કે આ રાજાનો કોઇ નોકર છે. આ ભયથી તેણે આની સાથે પાપ કર્મ કર્યું અને ખુશ કરવા માટે થોડાક દાગીના પણ એને આપ્યા.

સવારમાં યમદંડે આ દાગીના પોતાની સ્ત્રીને આપ્યા તો સ્ત્રીએ આશ્ચર્યમાં આવીને કહ્યું કે આ દાગીના તો મેં રાત્રે તમારી બાને આપ્યા હતા. તમારી પાસે એ કયાંથી આવ્યા ? પરંતુ પાપનો નશો એવો છે કે મનુષ્ય આંધળો બની

જાય છે. સાચી વાતને પણ જૂઠી સમજે છે. આવાજ હાલ યમદંડના થયા. તેણે પોતાની સ્ત્રીની વાતને કાનતળે કાઢી નાંખી અને દરરોજ તે સ્થળે જઇને વસુન્ધરાની સાથે પાપ કર્મ કર્યા કરતો હતો.

ધીરે ધીરે પાપનો ઘડો ફૂટી જાય છે, તેમ છેવટે રાજા સુધી આ વાત પહોંચી અને રાજાએ યમદંડને પ્રાણ-દંડની સજા આપી, પાપી અને વ્યભિચારીઓને આવી રીતે દંડ મળે છે અને નરકનું દુઃખ ભોગવવું પડે છે.



(૩૩)

## શ્મશ્રુનવનીતની લાલચ.

### (પરિગ્રહ-પાપ)

અયોધ્યામાં એક શેઠ નામે ભવદત્ત રહેતા હતા. એના પુત્રનું નામ હતું લબ્ધદત્ત. એક વખત વ્યાપાર કરવા માટે લબ્ધદત્ત કહીં બહાર ગયો. પાછા વળતી વખતે ચોરોએ એનું બધું ધન લૂટી લીધું, તેથી તે કંગાલ થઇ ગયો. ઘેર આવતાં રસ્તામાં એક ગામમા કોઇ ગોવાળને ઘેર જઇને થોડું દહીં (મઠો) માંગ્યો. મઠો પીને લુબ્ધદત્તે જોયું કે મઠાનું થોડુંક માખણ તેની મૂછોમાં લાગ્યું છે અને થોડું ગ્લાસમાં પણ લાગી રહ્યું છે. લુબ્ધદત્તે વિચાર્યું કે હું ગરીબ તો થઈ ગયો છું. છતાં આ પ્રમાણે દરરોજ મઠો

પી પીને આટલું માખણ બચાવવા માંડું તો થોડાક દિવસોમાં ઘણું માખણ એકઠું કરી શકું. આથી તેણે એ પ્રમાણે કર્યું. ગોવાળીઆએ આ લાલચ જોઇને એનું નામ 'શ્મશ્રુનવનીત' અથવા મૂછોમાંથી માખણ કાઢવાવાળો રાખ્યું.

ધીરે ધીરે એક માટલું ભરીને માખણ એકઠું થયું. રાત્રે સુઇ રહેતી વખતે આ માટલાને લુબ્ધદત્ત પોતાની પથારી પાસેજ મુકી રાખતો. ઠંડીના દિવસો હતા. રાત્રે ઠંડી લાગવા માંડી અને ઠંડીથી બચવા માટે એણે ત્યાં દેવતા સળગાવ્યો તો માટલા પર નજર પડી અને વિચારવા લાગ્યો કે આ માખણ વેચીને વ્યાપાર કરવો જોઇએ. વ્યાપારથી લાભ થશે તો હું મોટો ધનવાન થઇ જઇશ, પછી મારો વિવાહ પણ થઇ જશે. મારી પત્ની મારા પગ દબાવશે અને હું સુખથી રહીશ કદાચ સ્ત્રી સારી રીતે પગ નહીં દબાવશે તો હું એને જોરથી લાત મારીશ. લાત મારવાની વાત તે વિચારી રહ્યો હતો ત્યારે તેની પોતાની લાત સાચે સાચ માખણના માટલાને લાગી અને માટલું ગબડીને સળગતી આગમાં ગયું. આગો જે ઝુંપડીમાં તે પડયો હતો તેના દરવાજાને આ આગ લાગી ગઇ ને લુબ્ધદત્ત કોશીષ કરવા છતાં બહાર ન નિકળી શકયો અને બળીને મરી ગયો. લોભી પુરૂષની આવીજ દશા થાય છે.



(૩૪)

# રાજા શ્રીષેણનું આહારદાન.

મલયદેશના બલગાંવમાં ધરણીજટ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે પોતાના બે છોકરાઓને ભણાવતો, લખાવતો ત્યારે એનો દાસીપુત્ર કપિલ પણ સંતાઇને આ બધું સાંભળ્યા કરતો હતો. આ કપિલ ઘણો બુદ્ધિમાન હતો. જ્યારે એની બુદ્ધિનો ચારે તરફ શોર બકોર થવા લાગ્યો. ત્યારે લોકો ધરણીજટની નિન્દા કરવા લાગ્યા. કારણ કે બ્રાહ્મણ, દાસીપુત્ર અથવા શૂદ્રને શિક્ષા (કેળવણી આપવી એ પાપ સમજતા હતા.

આ જોઇને કપિલ રત્નસંચયપુર નામના બીજા રાજ્યની રાજધાનીમાં ચાલ્યો ગયો. અને બ્રાહ્મણ બનીને રહેવા લાગ્યો. ત્યાં એક બ્રાહ્મણે એની બુદ્ધિમાની જોઇને પોતાની પુત્રીનો વિવાહ એની સાથે કરી નાંખ્યો. પછી એક દિવસ ધરણીજટ આ ગામમાં આવી પહોંચ્યો. અને કપિલનું પોગલ ફોડી નાંખ્યું જેથી બધાને માલમ પડી ગયું કે આ શુદ્ર બાળક છે. શ્રીષેણરાજાએ આ કપટના બદલામાં તેને પોતાના ગામમાંથી કાઢી મૂકયો. અને તેની પત્નો સત્યભામાને પોતાની પુત્રી સમજી રાજ્યમહેલમાં રાખી લીધી.

પછો એક દિવસ રાજા શ્રીષેણે આદિત્યગતિ અને અરિંજય નામના બે મુનિઓને ભક્તિપૂર્વક આહાર દાન આપ્યું. શ્રીષેણરાજાની સિંહનાદિતા અને આનન્દિતા નામની રાણીઓ

તથા સત્યભામાએ આ આહારની હૃદયથી પ્રશંસા કરી જેથી એમને પણ પૂણ્ય મળ્યું.

આહારદાનના પ્રભાવથી રાજા શ્રીષેણ, બંને રાણીયો તથા સત્યભામા ઉત્તમ ભોગભૂમિમાં ઉત્પન્ન થયા અને આ આહારદાનના કારણે છેવટમાં રાજા શ્રીષેણ સોળમા તીર્થંકર થયા. આહારદાનનો મહિમા સાધારણ મનુષ્યને પણ તીર્થંકર પદ મેળવી આપે છે.

---

(૩૫)

## વૃષભસેનાનું ઔષધદાન.

ઘણા દિવસ થયાં કાવેરી નગરમાં ધનપતિ નામે શેઠ રહેતા હતા. એમની પુત્રીનું નામ વૃષભસેના હતું તે ઘણી સુંદર અને બુદ્ધિમાન હતી. એક દિવસ જ્યારે વૃષભસેનાને એક દાસી સ્નાન કરાવી રહી હતી ત્યારે તેણે જોયું કે એનું સ્નાન કરેલું પાણી જે બહારની કુંડીમાં ભેગું થાય છે તેમાં એક રોગી કુતરો પડી ગયેલો છે, પરંતુ દાસીના આશ્ચર્યનું ઠેકાણું નહીં રહ્યું. કેમકે તેણે જોયું કે કુંડીમાંથી બહાર આવતાંજ કુતરો સારો થઇ ગયો છે. દાસીએ આથી સમજી લીધું કે વૃષભસેનાના સ્નાન કરેલા પાણીમાં રોગ મટાડવાનો જાદુ સમાયેલો છે. પછી એક દિવસ તેણે થોડું પાણી લઇ જઇને પોતાની વૃદ્ધ માતાની આંખોમાં લગાડ્યું. વૃદ્ધ માતાની આંખો વરસોથી ખરાબ હતી, પણ આથી એકદમ તે સુધરી ગઇ હજારો રોગીઓના રોગ આ પાણીથી

સારા થઇ ગયા. ધીરેધીરે આ વાત રાજા ઉગ્રસેનને પણ ખબર પડી કે વૃષભસેનાના સ્નાન કરેલા પાણીમાં રોગ સારો કરવાનો જાદુ છે. રાજાએ ધનપતિ શેઠને પોતાની પુત્રીનો વિવાહ કરવાની વાત કહી. શેઠે આનંદીત થઇને વૃષભસેનાનો વિવાહ રાજા ઉગ્રસેન સાથે એ શર્તે કર્યો કે અષ્ટાહ્નિકા પર્વના દિવસોમાં રાજા ધામધૂમથી ભગવાનની પૂજા કર્યા કરે અને બધા પશુપક્ષી અને કેદીઓને જેલમાંથી છોડી દે.

વૃષભસેના રાજા ઉગ્રસેનની પટરાણી બનીને સુખથી રહેવા લાગી. પછી એક દિવસ નાના નાના રાજાઓના ત્યાંથી રાજા ઉગ્રસેનને જુદી જુદી જાતની ભેટો આવી. એમાં બે સાલો એવી હતી કે જે બન્ને એક સરખી હતી. રાજાએ એમાંથી એક સાલ રાણી વૃષભસેનાને અને બીજી મેઘપિઙ્ગલ નામના એક રાજાને આપી. પછી એક દિવસ જ્યારે મેઘપિંગલની રાણી, તે સાલ ઓઢીને વૃષભસેનાને મળવા ગઈ, ત્યારે પાછા વળતી વખતે આ સાલ વૃષભસેનાની સાલ સાથે બદલાઇ ગઇ. આ પછી મેઘપિંગલ આ બદલાયેલી સાલ ઓઢીને રાજાને મળવા ગયા. આ સાલો એક સરખી હોવાથી કોઇપણ કહી શકતું ન હતું કે કઇ સાલ વૃષભસેનાની છે અને કઇ મેઘપિંગલની છે, પરંતુ રાજા ઉગ્રસેન બન્ને સાલોને ઘણી બારીકાઇથી ઓળખતા હતા. આથી મેઘપિંગલની પાસે પોતાની રાણીની શાલ જોઇને તેને શંકા ઉત્પન્ન થઇ અને ક્રોધ પણ આવ્યો, તેમ છતાં તે કંઈપણ બોલ્યા નહીં, પરંતુ મેઘપિંગલ એના ક્રોધનું કારણ સમજી ગયા અને તેનું પરિણામ એ આવ્યું કે તે કાબેરી છોડીને કંઇ ચાલ્યા ગયા. એના ચાલી જવાથી રાજા

ઉગ્રસેનને વધારે શંકાને સ્થાન મળ્યું અને ક્રોધિત થઇને રાજાએ રાણી વૃષભસેનાને સમુદ્રમાં ફેંકાવી દીધી.

સમુદ્રમાં પડતાંની સાથે રાણીએ ભગવાનની આરાધના કરી અને આ આપત્તિ મટી ગયા પછી આર્જિકાનું વ્રત ધારણ કરવાની પ્રતિજ્ઞા લીધી આ પ્રતિજ્ઞાને સાંભળીને તથા તેના શીલવ્રત ઉપર પ્રસન્ન થઇને દેવોએ તેની રક્ષા કરી તથા સોનાના સિંહાસન ઉપર બેસાડીને તેની સ્તુતિ કરી. આ જોઈ રાજાને પોતાની ભૂલ ઉપર દુઃખ થયું ને રાણીને ઘેર પાછી આવવા માટે વાત પણ કહી, પરંતુ રાણીનું મન સંસારથી વિરકત થઇ ચૂકયું હતું. આ વખતે તેને ગુણધર મુનિના દર્શન થયાં. મુનિના દર્શન કરીને રાણીએ ધર્મનું લક્ષણ પૂછયું. અને પ્રથમના ભવનો હાલ પૂછયો. મુનિએ કહ્યું કે હે પુત્રી! પહેલા ભવમાં તું જિનેન્દ્ર ભગવાનના મંદિરમાં કચરો કાઢતી હતી. એક દિવસે સાંજના સમયે જ્યારે મુનિદત્ત મુનિરાજ ધ્યાન કરી રહ્યા હતા ત્યારે તમે તેમને ઉઠવા માટે કહેલું, પણ મુનિ તો ધ્યાનમાં મગ્ન હતા. તે નહીં ઉઠયા તો તમે. ગુસ્સે થઇને બધો ખરાબ કચરો તેમના ઉપર નાંખી દીધો. બીજે દિવસે તમે તમારા અપરાધની ક્ષમા માંગી હતી અને મુનિમહારાજને ઘણા પ્રકારની ઔષધિઓ આપીને પ્રથમ માફક સારા કરી દીધા હતા. મુનિ મહારાજને ઔષધદાન આપવાના પ્રભાવથી આ અતિશય તારા શરીરમાં થયો, જેના પ્રભાવથી તારા સ્નાન કરેલા પાણીથી બધા રોગો મટી જાય છે. મુનિ મહારાજ ઉભા ન થયા તે માટે તેં એમની નિંદા કરી હતી તેથી તમને શાલ બદલવા માટેનું જૂઠું કલંક

લાગ્યું. અને મુનિ પર કચરો નાખવાના કારણથી તમે સમુદ્રમાં ફેંકી દેવામાં આવ્યા હતા.

મુનિની આ વાત સાંભળીને વૃષભસેનાનો વૈરાગ્ય વધારે ને વધારે વધવા લાગ્યો. આજ મુનિ મહારાજ પાસે તેણે દીક્ષા લીધી અને આર્યિકા બનીને કઠોર તપ કર્યું. અને છેવટમાં સમાધિમરણ કરીને સ્વર્ગમાં દેવ થઈ ગઈ.



(૩૬)

# કૌણ્ડેશ મુનિનું શાસ્ત્રદાન.

ઘણાં વર્ષો થયાં કુરૂમરી ગામમાં ગોવિંદ નામનો ગોવાળ રહેતો હતો. એક દિવસ તેને જંગલમાં એક ઝાડની બખોલમાં એક શાસ્ત્ર મુકેલું મળ્યું. ગોવિંદ હરહંમેશ તે શાસ્ત્રની પૂજા કરવા લાગ્યો. પછી એક વખત પદ્મનંદિ મુનિમહારાજ ત્યાં આવ્યા. ગોવિંદે આ શાસ્ત્ર તેમને આપી દીધું. મુનિમહારાજે એ શાસ્ત્રનો સ્વાધ્યાય કરીને જગ્યા જગ્યાએ વિહાર કર્યો ત્યારે તે શાસ્ત્ર તેજ બખોલમાં મુકી ગયા અને ગોવિંદ ફરીથી આ શાસ્ત્રની પૂજા કરવા લાગ્યો.

એક દિવસ ગોવિંદને સાપ કરડયો. અને ગોવિંદના રામ રમી ગયા. શાસ્ત્ર પૂજાના પ્રભાવથી આ વખતે ગોવિંદ તે નગરમાંજ ગ્રામકુટ રાજાનો રાજપુત્ર થયો. થોડાક દિવસ પછી ફરીથી પદ્મનંદિ મુનિમહારાજના દર્શન કરીને તેને પહેલા ભવની યાદ આવી ગઇ અને સંસારથી વૈરાગ્ય ઉત્પન્ન થઈ ગયો, અને આજ મુનિ પાસે દીક્ષા લઈ લીધી અને

તપ કરીને કોણ્ડેશ નામના પ્રસિદ્ધ મુનિમહારાજ થઈ ગયા. તેમણે પહેલાના ભવમાં શાસ્રદાન આપ્યું હતું તેથી તેમને બધા શાસ્ત્રો (દ્વાદશાંગ)નું જ્ઞાન થઇ ગયું. અને શ્રુતકેવળી કહેવાવા લાગ્યા.

શાસ્રદાનની મહિમા જુઓ. એક સાધારણ ગોવાળ આ મહિમાથી શ્રુતકેવળી થઈ શક્યો.

(૩૭)

## અભયદાની સુવર.

માળવામાં ઘટગાંવ ગામમાં ધાર્મિલ વાળંદ અને દેવલ કુંભાર રહેતા હતા. બન્નએ ભેગા મળીને એક ધર્મશાળા બનાવી પછી એક દિવસ દેવલે એક મુનિ મહારાજને ધર્મ-શાળામાં ઉતાર્યા. ધાર્મિલ દુષ્ટ હતો. જ્યારે એને આ વાતની ખબર પડી ત્યારે મુનિ મહારાજને ધર્મશાળામાંથી કાઢી મૂકયા અને એક ઢોંગી સાધુને રહેવાને જગ્યા આપી.

સવારે દેવલે મુનિ મહારાજને એક ઝાડ નીચે જોયા ત્યારે બધી વાત સમજી ગયો. તે ધાર્મિલ સાથે લઢો પડયો અને લડાઇમાં બન્ને મરી ગયા.

મુનિનું અપમાન કરવાથી બીજા ભવમાં ધાર્મિલ વાળંદ વાઘ થયો અને દેવલકુભાર સુવર થયો. પહાડની જે ગુફામાં સુઅર રહેતો હતો તે ગુફામાં એક દિવસ સમાધિગુપ્ત અને ત્રિગુપ્ત નામના બે મુનિમહારાજ આવીને ઉતર્યા. એમને જોઇને સુવરને પોતાના પહેલા ભવની વાત યાદ આવી જેથી તેણે મુનિ મહારાજને નમસ્કાર કર્યા. અને ઉપદેશ સાંભળીને શ્રાવકનાં વ્રતો ગ્રહણ કર્યા.

ધાર્મિલ વાળંદ હવે વાઘ હતો અને એજ પહાડમાં રહેતો હતો. મુનિમહારાજોને પહાડમાં જોઈને તેમને મારવા માટે તલસ્યો, પરંતુ ગુફાના બારણા આગળ સુવર ઉભો ઉભો મુનિયોની રક્ષા કરી રહ્યો હતો. વાઘે પહેલાં આ સુવર પર ઝપાટો માર્યો પરંતુ સુવર કંઈ ગાંજ્યું જાય તેવું ન હતું. બંને ફરીથી લડયા અને મરણ પામ્યા.

સુવર તો મુનિઓની રક્ષા કરવા ખાતર લડતાં લડતાં મર્યો હતો તેથી સ્વર્ગમાં તે દેવ થઈ ગયો અને વાઘ (ધર્મિલ) મુનિઓને ખાવાની કોશિશ માટે મર્યો તેથી તે નરકમાં ગયો.

જ્યારે પશુ પક્ષી સુધી એક બીજાની રક્ષા કરે છે ત્યારે આપણે પણ પશુ પક્ષીઓને મારવા નહીં જોઈએ, પરંતુ તેની રક્ષા કરવી જોઈએ.

---

(૩૮)

## દેડકાનો પૂજન પ્રત્યે પ્રેમ.

રાજગૃહી નગરીમાં એક વિધવા શેઠાણી રહેતી હતી. એનું નામ ભવદત્તા હતું ને એના પતિનું નામ નાગદત્ત હતું. એક દિવસ વિધવા ભવદત્તા જ્યારે પોતાની વાવ પાસે ફરી રહી હતી ત્યારે એક દેડકો એની પાસે આવ્યો. અને ઉછળી ઉછળીને એના પગ ઉપર ચઢવા લાગ્યો. ભવદત્તાએ તેને દૂર ફેંકી દીધો પરંતુ તે વારંવાર તેની પાસે આવતો હતો, તેથી ભવદત્તા તેનું કારણ સમજી શકી નહીં.

આ વખતે સુપ્રભ નામના અવધિજ્ઞાની મુનિ ત્યાંથી નીકળ્યા. ભવદત્તાએ આ મુનિને નમસ્કાર કર્યા અને દેડકાની આ વાત સાંભળીને તેને એ જાણવા માટે ઇચ્છા દર્શાવી કે

આ દેડકો વારંવાર મારી પાસે કેમ આવે છે ? મુનિ મહારાજે કહ્યું કે આ દેડકો પહેલા ભવમાં તમારો પતિ હતો તે માયાચારી હોવાથી આ ભવમાં દેડકો થયો છે આ સાંભળીને ભવદત્તાએ દેડકાને પોતાને ઘેર રાખી લીધો.

પછી એક દિવસ વિપુલાચલ પર્વત ઉપર ભગવાન મહાવીર સ્વામીનું સમોસરણ આવ્યું. ત્યારે રાજા શ્રેણિક અને બધા લોકો આઠે દ્રવ્ય (જલ, ચંદન, અક્ષત, પુષ્પ, નૈવેદ્ય, દીપ, ધૂપ અને ફળ) લઇને ધામધૂમથી ભગવાનની પૂજા કરવા ગયા. આ બધું જોઇને દેડકાને પોતાના પૂર્વ ભવની વાત યાદ આવી અને તે પણ કમળની એક પાંખડી પોતાના મોઢામાં દબાવીને પૂજા કરવા નીકળી પડયો રસ્તામાં ભીડ ઘણી હતી, પરંતુ દેડકો પૂજન-પ્રેમથી ખુશી થતા જઇ રહ્યો હતો એટલામાં એક હાથીના પગ તળે કચડાઇને આ દેડકો મરણ પામ્યો. દેડકો મરી ગયો પરંતુ ભગવાનની પૂજા કરવા જતાં મરણ પામ્યો હતો તેથી સ્વર્ગમાં જઇને તે દેવ થયો. અને દેડકાની પર્યાયથી આ બધું જ્ઞાન થયું હતું, તેથી તેના માથાના મુકુટમા દેડકાનુ નિશાન હતું. બધા દેવોની સાથે તે પણ સમવસરણમાં ગયો અને પૂજા કરી.

પૂજા થઇ ગયા બાદ રાજા શ્રેણિકે એના માથામાં દેડકાનું નિશાન જોયું તો તે નવાઇ પામ્યો. રાજાએ ગૌતમ ગણધરને જ્યારે એનું કારણ પૂછયું ત્યારે તેમણે નાગદત્તના ભવથી માંડીને અત્યાર સુધીનો તેનો હેવાલ કહી સંભળાવ્યો, જે સાભળીને બધાએ ભગવાનની પૂજા કરવાનો મહિમા જાણી લીધો.